# સોરઠી-શૂરાઓ

ભાગ પહેલો



હરિસિંહ

# સોરઠી-શૂરાઓ

## ભાગ પહેલો.

લેખક તથા પ્રકાશક:
હરિસિંહ દેવીસિંહ રાણા.
( કંથારીઆ હાલ ભાવનગર )

મૂલ્ય ૧-૪-૦

મળવાનું ઠેકાણું :-"સસ્તીવાર્તામાળા"
ઉપરકોટ,-ભાવનગર.

# અર્પણ-પત્રિકા:

.................

અખંડ પ્રૌઢ પ્રતાપ ગોહિલ કુળમણી નેક નામદાર મહારાજા સાહેબ **શ્રી કૃષ્ણકુમારસિંહજી** કે. સી. એસ. આઈ. બહાદુર. સંસ્થાન, ભાવનગર.

ભારતવર્ષના ભાવિ રાજ્યકર્તાઓમાં આપ નામદારે અસીમ પ્રજાપ્રેમ બતાવી, પ્રજા કલ્યાણના અનેક શુભ કાર્યો કરી પ્રજાને સુખી અને નિર્ભય બનાવી છે.

પ્રાચિન ક્ષત્રિય રાજેશ્રીના ઉચ્ચ આદર્શો આપ નામદારના ન્યાય નીતિ ભર્યા રાજકાજમાં જળહળી રહ્યાં છે.

આપ નામદારના અનેક સદ્ગુણો નેક ન્યાય તેમજ સાગરવત ઉદારતાથી આકર્શાઈ આપના પરાક્રમી પૂર્વજોની કીર્તિકથાઓથી ગુંથાયેલી આ ગૌરવમાળા સહર્ષ આપ નામદારને અર્પણ કરવા આકર્શાયો છું તે સ્વીકારવા કૃપાવંત થશોજી.

લી. હું છું
આપ નામદારના સેવકો માંહેનો
એક
**હરિસિંહ દેવીસિંહ રાણા**

# અભીપ્રાય:



ભાઈશ્રી હરિસિંહ દેવીસિંહ રાણાએ તૈયાર કરેલું આ પુસ્તક અભિપ્રાય માટે કર્તા તરફથી, તથા ભાવનગર કેળવણી ખાતા તરફથી આવ્યું. તે મેં વાંચ્યુ. ઈતિહાસિક દૃષ્ટિએ ગોહેલવીરોના જીવન પ્રસંગો વાર્તારૂપે આળેખેલા છે. આ પુસ્તક ઉત્સાહી રાજપૂત લેખકે સુન્દર રસ સામગ્રીથી સમૃદ્ધ રજુ કરેલ છે. એટલે દરેક રીતે મદદ મળવા યોગ્ય છે, સાહિત્ય પ્રેમી સજ્જનોને આ પુસ્તક ઉપયોગી લાગશે અને જેમ ભાવનગરે ઉગતા લેખકને ઉત્તેજન આપેલું છે તેમ, કાઠિયાવાડ–ગુજરાતના દરેક રાજ્યો આ રાજપૂત બન્ધુને મદદ આપી સાહિત્ય સંસારમાં જીવન વિકાસનો પ્રકાશ પુરી માતા શારદાનો આશીર્વાદ મેળવશે એવી મારી શુભેચ્છા છે.

લી. રાજ્યકવિ

**હરદાન પીંગળશીભાઈ.**

**ભાવનગર, તા. ૭–૧૧–૪૦**

# : પ્રસ્તાવના :

મને ઇતિહાસ વાંચનનો ખુબ ખુબ શોખ છે. અત્યારે ભારતમાં જેટલા રાજ્યો વિદ્યમાન છે, તેટલા તમામ રાજ્યોનો ઇતિહાસ મેં બહુજ ધ્યાનપૂર્વક વાંચ્યો છે. રાજપૂત રાજવંશીઓના કેન્દ્રસ્થાન રાજપુતાનાના પ્રત્યેક રાજ્યો, અને રાજવંશીઓના વીરરસથી છલકતા વૃતાંતો વાંચીને, મેવાડના સીસોદીઆ, જોધપૂરના રાઠોડ, જેસલમીરના ભટ્ટી, અને જયપુરના કુશાવતોના પ્રતાપી પૂર્વજોના પરાક્રમોને મારા કેટલાએક પૂસ્તકોમાં વખાણ્યા છે. ધારના પરમારો કચ્છના જાડેજા, સિંધના સુમરા, અને ગુજરાતના રાજસિંહાસન પર થઇ ગયેલા પ્રખ્યાત ચાવડા, સોલંકી અને વાઘેલા રજપૂત રાજવંશીઓના છટ્ટાદાર વર્ણનો હું તપાસી ગયો છું. આટલા બધા રાજસ્થાનોમાં, છત્રીશ રાજવંશોમાં મને માત્ર બે રાજસ્થાનોના રાજપુત રાજવંશ મુગ્ધ બનાવી શકયા છે, એક મેવાડના સિસોદીઆ અને બીજા ભાવનગરના ગોહિલો, આ બે રાજવંશોમાં કુટુમ્બ કલેશના વૃતાંતો બહુજ ઓછા મળી આવે છે. મેવાડમાં સ્વધર્મ, સ્વદેશ, અને સ્વમાન માટે પ્રાણ સમર્પણ કરી દેનાર જેમ અસંખ્ય રાણાઓની નામાવળી મળી આવે છે તેમ ભાવનગરના ઇતિહાસમાં ગોહિલવીર સેજકજીથી આરંભીને મહારાજ વિજયસિંહજી સુધીમાં અનેક શૌર્યશાળી નૃપાળોના નામો મળી આવે છે કે જેઓના વીરત્વ ભર્યા વૃતાંતો વાંચનારાઓને આશ્ચર્ય વિમૂઢ બનાવે છે.

સૌરાષ્ટ્રમાં રામરાજ્યનું પવિત્ર ગૌરવ પ્રાપ્ત કરનાર ભાવનગર રાજ્ય અને શૌર્ય, સાહસ ન્યાય પ્રિયતા, ધિરતા વિરતા ઇત્યાદિ ઉચ્ચગુણોથી વિભૂષિત ગોહિલ રાજવંશની નોંધ "રાજસ્થાન," "રાસમાળા," "કાઠીયાવાડી સર્વ સંગ્રહ" "સોરઠી તવારીખ" ઈત્યાદિ પુસ્તકોમાં છુટી છવાઈ લેવાઈ છે. છતાં તેમાં ગોહિલ નૃપાળોની ધિરતા, વિરતા, અને દાન પ્રિયતા વાંચકોને મૂગ્ધ બનાવવા

પુરતી છે. "ભાવનગર રાજ્યનો ઇતિહાસ" એ નામનું એક સ્વતંત્ર પુસ્તક મેં વાંચ્યું છે. તે વિદ્યાર્થિઓને માટે જ રચાયેલું હોઈ તેમાં બહુજ સંક્ષિપ્ત ઇતિહાસ દષ્ટીગોચર થાય છે, "ગૌરીશંકરનું જીવન ચરિત્ર," "તખ્તેશ તવારીખ," અને "ભાવભૂષણ," આ ત્રણ ગ્રંથો મને મળી આવ્યા છે. તેમાંથી ગોહિલોનો સમ્પૂર્ણ ઇતિહાસ વાંચ્યા પછી મેવાડના ગુહિલોત જેટલું જ મને સૌરાષ્ટ્રના ગોહિલો માટે માન ઉત્પન્ન થવા પામ્યું છે. તેથી જ ઈ. સ. ૧૯૨૨ માં રાજસ્થાનમાં મેવાડના સીસોદીઆ વંશનો ઈતિહાસ જે શૈલીથી વિસ્તૃત પણે લખાયો છે, તે શૈલીમાં ભાવનગરના ગોહિલ રાજવંશનો ઇતિહાસ રચવા હું લોભાયો હતો, પરન્તુ દુર્ભાગ્યે તે ઇચ્છા પૂર્ણ કરી શકયો નથી, પરમાત્માની મારા પર અનુકમ્પા ઉતરશે અને જીવનમાં મને પ્રતિકુળ સંયોગો સાંપડશે તો હું પહેલી જ તકે મારી તે ઇચ્છા પૂર્ણ કરીશ. ઇ. સ. ૧૯૩૧ માં "સૌરાષ્ટ્રની વીર જાતીઓ" એ નામનું પૂસ્તક લખતાં તે પૂસ્તકના ગોહિલ પ્રકરણમાં ભાવનગર રાજ્યનો ઇતિહાસ લખતી વખતે મને ગોહિલ રાજવંશીઓના વૃતાંતોનો વિશેષ અનુભવ થયો. તે પછી વડોદરા નિવાસી રા. રા. તારાચંદ પોપટલાલ. અડાલજા કૃત "વીરની વાતો" એ નામક વાર્તાના ત્રણ પુસ્તક મારા વાંચવામાં આવ્યા પ્રથમ ભાગમાં વાર્તાકારે સૌરાષ્ટ્રના ચુડા સમ્મા રાજવંશમાં જે જે પ્રસિદ્ધ રાજકર્તાઓ થઈ ગયા છે તેઓની વાર્તાઓ એટલી બધી સરસ શૈલીમાં આપી છે કે વાંચતા વાંચકોને બિલકુલ કંટાળો થતો નથી. બીજા ભાગમાં સૌરાષ્ટ્રના ઝાલા રાજવંશીઓની વીર રસીક વાર્તાઓ, અને ત્રીજા ભાગમાં ઇડરના રાઠોડ વીરોની વાતો એવી જ શૈલીમાં ગુંથી લીધી છે. તે પુસ્તક વાંચ્યા પછી ભાવનગર રાજ્યના ઇતિહાસને આધારે જે જે પ્રસિદ્ધ ગોહિલ રાજકર્તાઓ થઇ ગયા હોય, તેઓની વાર્તાઓ રચવાની મને ઇચ્છા થઇ આવી, પરન્તુ તે કાર્યનો આરંભ કરતાં પહેલાં મારી શારરિક સ્થિતિ લથડી, તેથી તે ઇચ્છા

મારે નિરૂપાયે મૂલતવી રાખવી પડી. એવામાં આજથી બે વર્ષ પહેલાં આ પુસ્તકના લેખક શ્રી હરીસિંહ રાણાનો મને આકસ્મિક પરિચય થવા પામ્યો, હું ન ભુલતો હોઉં તો તે પોતાનું "ગરીબની-હાય" નામક એક નાટક મને વંચાવવા આવ્યા હતા. એ પ્રથમ મુલાકાત પછી અમો ઉભય એકજ કુટુમ્બના હોઇએ એટલા બધા ગાઢ સંબંધમાં જોડાય ગયા. મેં મારી ઇચ્છા હરીસિંહને જણાવી જે જે વૃતાંતો હું જાણુતો હતો તે લખાવી દીધા, તે વૃતાંતોના આધારે તથા જે જે પુસ્તકોની મેં તે ભાઈને ટીપ આપી તે તે પૂસ્તકો ખૂબ બારીકાઈ પૂર્વક તપાસી યશાશ્રમ તેમજ પુર ઉત્સાહ વડે માત્ર ત્રણ મહિના જેટલી ટુંક મુદતમાં આ "સોરઠીસુરાઓ" નામક પુસ્તક તેઓએ તૈયાર કરી મને વંચાવ્યું. પુસ્તક વાંચ્યા પછી હું ઇચ્છતો હતો તેવીજ ગુંથણી, સાદી સરલ ભાષા, વાંચકોને મૂગ્ધ બનાવી મૂકે તેવા વર્ણનો, એ બધું આ પુસ્તકમાં અવલોકી મને પુર્ણ સંતોષ થયો છે. પરમકૃપાળુ પરમાત્મા પાસે મારી પ્રાર્થના છે કે—આ પુસ્તક રાણા જેવા ઉછરતા ઉત્સાહિ લેખકને યશ સાથે લાભ અપાવે.

ગોહિલો સૂર્યવંશી છે કે ચંદ્રવંશી? એ પ્રશ્ન આજના ઇતિહાસના ઉંડા અભ્યાસીઓને પણ મુંઝવી રહ્યો છે. ચાલુ સૌકામાં જેટલા ઇતિહાસીક ગ્રંથો પ્રસિદ્ધ થયા છે તેટલા તમામ ગ્રંથોમાં ગોહિલોને સુર્યવંશી જણાવ્યા છે. કિન્તુ સાથો સાથ તેઓ ચંદ્રવંશીઓમાં સ્થાન આપતા ભૂલ્યા નથી, ગોહિલોનો શાખા ગોત્ર ગોહિલોને સૂર્યવંશી નહિં પરન્તુ સ્પષ્ટ રીતે ચંદ્રવંશી તરિકે ઓળખાવે છે, ગોહિલોનો ગોત્ર ગૌતમ છે, જ્યારે મેવાડના સીસોદીઆ કે જેઓ પુર્વે ગુહીલોત તરિકે પ્રસિદ્ધ હતા તેઓ કશ્યપ ગોત્રના છે છતાં આ પુસ્તકમાં એવી જાતનો ચોક્કસ નિર્ણય નહિં કરતાં હું આ પુસ્તકમાં જે વૃતાંતો છે તેનું જ વિવેચન કરવાનું યોગ્ય ધારૂં છું.

ગોહિલ રાજવંશના ઇતિહાસમાં રાજાઓની નામાવળી તપા-

સતાં મોહદાસજી ગોહિલથી પ્રમાણભૂત નામો પ્રાપ્ત થાય છે. એ મોહદાસજીના વખતથી જ ગોહિલોને ખેરગઢ રાજ્ય માટે રાઠોડો સાથે વેરના બીજ વવાય છે. શિયાજી રાઠોડ સ્હામે શૌર્યતાપુર્વક સમરાંગણમાં ઝુઝતા મોહદાસજીનું મૃત્યું થાય છે. તે વીર મૃત્યુને યોગેજ ગોહિલનું ગૌરવ જળવાય રહે છે. એ પહેલાં યૂદ્ધમાં રાઠોડો ખેરગઢ જીતવામાં નિરાશા અને પરાજય પ્રાપ્ત કરી પાછા જાય છે. એ યૂદ્ધમાં ગોહિલવીરોની તલવારોના પાણી જોઇ તેઓ એટલા બધા ભય ગ્રસ્ત બની જાય છે કે પચ્ચાસ વર્ષ પર્યન્ત તેઓ ખેરગઢ તરફ ઉંચી આંખ કરીને જોઈ શકતા નથી. પચ્ચાસ વર્ષ પછી શિયાજીનો પૌત્ર અસ્તાનજીના વખતમાં વળી પાછો જુનો વિગ્રહ નવો થાય છે. એ વખતે ગોહિલોના ભાગ્યોદયને પ્રભાવે મેવાસના ડાભીઓ જેઓ ગોહિલો સાથે શારરિક સંબંધથી જોડાયેલા હતા તેઓ લોભ વશ બની કુહાડાના હાથા બની જાય છે. અસ્તાનજી તરફથી અપાયેલી મોટી મોટી લાલચોમાં લોભાય મુળદેવ ડાભી જે સેજકજી ગોહિલનો સસરો થતો હતો તે ગોહિલો સાથે દગાની રમ્મત રમવા તૈયાર થાય છે. પિતાની નિચવૃતિ સેજકજીના સતિરાણી તે વખતે પિતૃગૃહે હતા તેના જાણવામાં આવી જાય છે. તત્કાળ તે પોતાના પિતાની પલટાયેલી મનોવૃતિ ખેરગઢ જઇ પતિને કહી સંભળાવે છે. ડાભીઓ મેવાસ નગરમાં બોલાવી ઓચીંતો હલ્લો કરવાના છે તે પ્રકાર જાણ્યા છતાં સેજકજી મેવાસ નગરમાં જાય છે. તે વાતપરથી તે વીર વરનૃપતિના શૌર્ય સાહસની આપણને પ્રતિતી થાય છે. દગાખોર ડાભીઓને ગોહિલવીરો જીતી જાય છે. પાછળથી ખેરગઢ પર રાઠોડોની વિશાળ સેનાનું આક્રમણ થાય છે છતાં પણ સેજકજી ગભરાતા નથી. ખેરગઢ છોડવાનું કારણ. ડાભી અને રાઠોડ એવા બે બળવાન રિપુઓનું આક્રમણ નહિં પરંતુ ઇષ્ટદેવ મુરલીધરજીએ સ્વપ્નાવસ્થામાં સેજકજીને ખેરગઢનો ત્યાગ કરી સૌરાષ્ટ્રમાં જઈ નિવાસ કરવાની કરેલી આજ્ઞા હતું. ઇષ્ટદેવની આજ્ઞાને માન આપી

ભગવાન મુરલીધરના રથ પાછળ નિકળી પડેલા ગોહિલોને સૌરાષ્ટ્રમાં પગ મૂકતાં સાથે જ સોરઠના સબળ સત્તાધારી સમ્રાટના કુમાર ખેંગાર પર વિજય, અને બાર ગામની જાગીરની પ્રાપ્તિ થઇ. શુર-વીર સેજકજીએ સેજકપુર વસાવી સૌરાષ્ટ્રમાં ગોહિલ રાજ્યનો પાયો નાંખ્યો એ સેજકપુર અત્યારે બોટાદથી સાતકોશ દુર મોજુદ છે. એથી યે વધારે પ્રસિદ્ધ તેના પરાક્રમી પુત્ર રાણાજી ગોહિલે ગોમા અને ભાદરના સંગમ પર બાંધેલો રાણાનો ગઢ અથવા રાણપુર છે. રાણાજીની વિરતા ગોહિલોના ઈતિહાસમાં મશહુર છે. એજ રણધીર રાજાનું ધડ દુશ્મનો સ્હામે લડયું હતું.

રાણાજી જેવા રણવીર પિતાના પૂત્ર મોખડાજીએ સ્વ પરાક્રમ વડે મતિયાળા ખોખરા. અને ગોઘાના કિલ્લાઓ જીતી લીધા. ગોઘાથી થોડે દુર સાગરના જળ વચ્ચે આવેલા પિરમ બેટને તેણે પાટનગર બનાવ્યું હતું. સોરઠના કોઇ રાજવીએ દિલ્હીશ્વર સ્હામે રામરાંગણમાં ઉતરવાનું સાહસ દર્શાવ્યું નથી તે તેણે દર્શાવ્યું હતું. પિરમના તે પ્રખ્યાત ગોહિલ ઠાકોરનું માથું પડ્યા પછી ધડ સાત ગાઉ સુધી લડ્યાની વાત સૌરાષ્ટ્રમાં વિખ્યાત છે. ગોઘા અને પિરમબેટમાં તેના વખતની ઘણી જુની નિશાનીઓ મળી આવે છે. મોખડાજી પછીના ગોહિલ રાજવીઓએ ગોઘાને પોતાનું પાટનગર બનાવ્યું હોય એમ પ્રતિત થાય છે. ગોઘામાંથી બાળારાજા સારંગજીને અમદાવાદની શાહિફોજ ઉઠાવી જાય છે. ને કોળીયાકના એક કુંભા-રને હાથે તેની મૂક્તિ થાય છે. આ પૂસ્તકની રાજભક્તિ નામક વાર્તા વાંચતા આપણુને એ જમાનાના અભણ અને ગામડીઆ પ્રજા જનોમાં પણ કેટલી બધી ઉત્કટ રાજભક્તિ હશે તેનું ભાન થાય છે. યુવાન વયે સારંગજીએ ઉમરાળામાં ગાદી સ્થાપી હતી. ગાદીએ બેસતી વખતે તેણે પોતાને વફાદાર રહેનારાઓને જે જે બદલાઓ આપ્યા હતા તે હજુ સુધી જળવાય રહ્યા છે. સારંગજી પછીના ગોહિલ રાજકર્તાઓ પાવાગઢના ચૌહાણ રાઓળ તરફથી પ્રાપ્ત થયેલ

રાઓળ ઉપાધિ ધારણ કરતા આવ્યા છે. સારંગજીને રાજતિલક કરનાર રાજભક્ત ભોજા કુંભારના વંશજોને હાથે ત્યારથી ગોહિલ રાજવીઓ રાજતિલક કરતા રહ્યા છે. આ બધા ઇતિહાસના પ્રમાણભૂત પૂરાવા છે.

સારંગજી પછી રામદાસજી પ્રસિદ્ધ રાજવી થઈ ગયા તે કાશીથી યાત્રા કરી સ્વદેશ તરફ પાછા ફરતા મેવાડના પાટનપર ચિત્તોડ પધાર્યા હતા. ચિત્તોડના રાણાએ પોતાની કુંવરી પરણાવી તેને અતિથી તરિકે રોકી રાખ્યા હતા. ગોહિલોના ઇતિહાસમાં આ પ્રકારનો સ્પષ્ટ ઉલ્લેખ છે તે પરથી આપણે નિર્ણય કરી શકીએ કે ગોહિલો અને મેવાડના રાજકર્તાઓના ગોત્ર જુદા હોવા જોઇએ. જો એમ ન હોય તો મેવાડની રાજકુંવરી સાથે મહારાજ રામદાસજીના લગ્ન થઈ શકે નહિં. તે સાથે ગોહિલ રાજવંશની ઉચ્ચતા સમજી શકાય છે. છત્રીશ રજકુલમાં સર્વ શ્રેષ્ટ ગણાતા મેવાડના મહારાણા જે રાજવંશને પોતાની પૂત્રી પરણાવે તે રાજવંશ કેટલો ગૌરવશાળી હોવો જોઈએ? એ ગૌરવ રામદાસજી ગોહિલ યથાર્થ રીતે દીપાવી જાણે છે. પરણ્યા પછી પોતે ચિત્તોડમાં અતિથી તરીકે રોકાયા હતા એવામાં ચિત્તોડ પર મુસલમાનો આક્રમણ કરે છે એ આક્રમણ કરનાર ગુજરાતનો સુલતાન બહાદુરશાહ હતો. એમ કેટલા એક ઇતિહાસ લેખકોની માન્યતા છે. પરન્તુ સમયનો વિચાર કરતાં તે વખતે મેવાડની ગાદીએ રાણાસંગ અને ચિત્તોડ પર ચડાઈ કરનાર પ્રથમ મુગલ સમ્રાટ બાબર હોવો જોઇએ. બાદશાહ બાબર જ્યારે ચિત્તોડ પર હલ્લો કરે છે ત્યારે રાણાસંગ અતિથી ગોહિલ ઠાકોરને સત્વર સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કરી જવાનો આગ્રહ કરે છે. એક તરફ રાજસુખ અને બીજી તરફ મૃત્યુ બેમાંથી ગોહિલ મૃત્યુને વધારે પસંદ કરે છે. મેવાડને કટોકટીના પ્રસંગમાં મૂકી ભાગી છુટવું તેમાં તેને પોતાની એકની નહિ ગોહિલ રાજવંશની અને સમસ્ત સોરઠ દેશની અપકીર્તિ દેખાય છે. સોરઠની શૌર્યભૂમી તેમજ વીરશ્રેષ્ઠ

ગોહિલ રાજવંશને મેવાડના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અમ્મર નોંધાવી તે રણઘેલુડો રાજા ચિત્તોડની વીરભૂમીકામાં પોઢે છે.

રાઓળ શ્રી ધૂનાજી સ્વબન્ધૂ નોંધણજીને આશ્રય આપી લોમા ખૂમ્માણ સ્હામે લડતા પ્રાણ સમર્પણ કરે છે. તેથી એ વખતના ગોહિલ રાજકર્તાઓ જેમ અત્યારના મહારાજા પોતાના ભાયાતો પ્રત્યે અસીમ પ્રેમ ધરાવે છે તે રીતે ધરાવતા હોવાનું આપણને સ્હામ જાવે છે. તે સમયનો ભાવનગરનો ઇતિહાસ સંપ, આત્મ સમર્પણ તેમજ ધર્મ પ્રતિપાલનતાના અદ્દભૂત પ્રસંગો વડે રંગાયો છે. ધૂનાજીના પૂત્ર રતનજીએ કનાડ પાસે ધેનૂઓની રક્ષા કરતા જીવન સમર્પણ કર્યું હતું ગૌધનની રક્ષા માટે જીવનનો ભોગ આપી દેનાર એ ધર્મ પાલક રાજાનો પાળીયો અત્યારે શિહોરની ગૌતમી સરિતાને કિનારે તેના પિતા ધૂનાજી જે લોમાખૂમ્માણ સ્હામે લડતા રણમાં પડચા હતા તેની બાજુમાં અત્યારે જોવામાં આવે છે. એક ઉપર "રાઓળ શ્રી ધૂનાજી ૧૬૧૯" અને બીજા ઉપર "રાઓળશ્રી રતનજી ૧૬૨૧" એવા અક્ષરો વાંચી શકાય છે તેથી પ્રતિત થાય છે કે એ વર્ષમાં એ ગોહિલ રાજવીઓએ દુશ્મનો સ્હામે બહાદુરીથી લડતા રણશયન કર્યું હતું. તે બન્ને પાળીયાઓની બાજુમાં બે સતિઓના પાળીયાઓ જોવામાં આવે છે. તેમાંના એકપર "બાઈ શ્રી કર્મદેવી" એટલા અક્ષરો વાંચી શકાય છે. બીજા પર કશા અક્ષરો વાંચી શકાતા નથી. પરન્તુ અનૂમાન કરી શકાય છે કે એ બન્ને ગોહિલ રાજાઓ સાથે તેની રાણીઓ સતિ થઈ હોવી જોઇએ.

ભાવનગરના ઇતિહાસમાં કુટુમ્બ કલેશના બે પ્રસંગો નોંધાયા છે. તેમાંનો એક રામદાસજી જેણે રાજલોભને વશ થઈ મહારાજ સારંગજીને અમદાવાદી ફોજને સોંપી દીધા હતા. તેના વંશજો અત્યારે ગોધારી તરીકે પ્રસિદ્ધ છે. બીજો બનાવ અખેરાજજીના વખતમાં બન્યો હતો. અખેરાજજીની સગીર વયનો લાભ લઇ તેના કાકા ગોવિન્દજી ગોહિલે પચ્ચીસ વર્ષ પર્યન્ત શિહોરનું રાજ્ય પચાવ્યું

હતું. પરન્તુ અખેરાજજી યુવાન થયા કે તુર્તજ રાજભક્ત રબારીઓ તથા દેવાણી વાછાણી ભાયાતોએ રાજ્ય પાછું અપાવ્યું હતું.

અખેરાજજીના પૌત્ર ભાવસિંહજીના રાજત્વકાળથી ગોહિલ રાજ્યની ઉન્નતિનો ખરેખરો પ્રારંભ થાય છે. મહારાજ ભાવસિંહજીએ પોતાના પૂર્વજ વિસાજીએ બ્રાહ્મણો પાસેથી જીતેલ સિંહપુરી અથવા શિહોરમાં જે પાટનગર સ્થાપ્યું હતું તેના કરતાં સમુદ્રની નિકટમાં નૂતન ભાવનગર વસાવીને તેને પોતાનું પાટનગર બનાવ્યું. ભાવસિંહજી જેટલા બુદ્ધિ વિશારદ, એટલા જ રણવીશારદ પણ હતા જ. એ વખતે અખિલ ભારતમાં શાહુ છત્રપતિની હાક વાગતી હતી. તેના વતી કાઠીયાવાડની મુલકગીરી ઉઘરાવવા નિકળનાર પિલાજી ગાયકવાડ જે અત્યારના વડોદરા રાજ્યના મૂળ સ્થાપક. તથા કંથાજી કદમ ભાંડે એ બન્ને સામે તેણે ભારે યૂદ્ધ કર્યું હતું. કહેવાય છે કે તે વખતના કવિઓએ ભાવસિંહજીને એવા અર્થવાળી કવિતાઓ પાઠવી હતી કે. "આપ સૌરાષ્ટ્રના આધાર સ્થંભ છો જો આપ મરેઠાઓને નમશો તો આપની પાછળ સૌરાષ્ટ્રના સઘળા રાજવીઓ નમી પડશે." એ કાવ્યોથી ખડણીના પૈસા બચાવવાની લાલચે નહિં કિન્તૂ ભારતવર્ષમાં શૌર્ય ભૂમી તરીકે ઓળખાતા સૌરાષ્ટ્ર દેશની લાજ રક્ષવાર્થે તેણે મરેઠાઓ સ્હામે યૂદ્ધ આરંભ્યું હોય એવી કલ્પના કરી શકાય છે. ગોહિલ રાજવીઓમાં ભાવસિંહજી ભારે વીરશ્રેષ્ટ મનાય છે. તેના સમકાલીન કવિઓ કહી ગયા છે કે. "જો જાય જાવે વો ફરી આવે. પણ ભાવે સાથ જો ઝગડવા જાવે, વો ફીર ઘર ન આવે."

ભાવસિંહજીના સૈન્યમાં રબારીઓનો ઝાઝો ભાગ હોવો જોઇએ આજના રાજાઓ જેમ પગાર આપીને લશ્કરનો જમાવ રાખે છે તેમ તે વખતના રાજાઓને રાખવું પડતું નહિ. તે વખતની લડાયક પ્રજાના ઉદર નિર્વાહો અર્થે રાજ્ય તરફથી અમૂક ભૂમી મળતી તે ઉપકારના બદલામાં જ્યારે જ્યારે જરૂર પડતી

ત્યારે ત્યારે તલવાર બાંધી લડવૈયાઓ રણઝંડા તળે એકત્ર થઇ જતા હતા. મહારાજ ભાવસિંહજી ગારીયાધારના નોંઘણજી અને લાઠીના ઠાકોર જીજીબાવાને જ્યારે મરેઠાઓ છેતરપીંડીથી કેદ પકડી લઈ જતા હતા ત્યારે સંદેશો સાંભળતા સાથે જ રાજભક્ત હાજો રબારી, હજારો રબારી યોદ્ધાઓ સાથે પોતાના રાજાની રક્ષાર્થે નિકળી પડ્યો હતો. એ બધા ગરેડનાગાળા નામક સ્થળમાં બહાદુરીથી લડયા હતા. પોતાના રાજાને માટે એ વખતે રાજભકત રબારીઓએ જે ભોગ આપ્યો છે, તેવો ભોગ ગ્રીકના ઈતિહાસ સિવાય બીજા કોઇ દેશના ઇતિહાસમાં જોવામાં આવતો નથી.

ભાવસિંહજીના પૌત્ર વખતસિંહજી ઉર્ફે આતાભાઇએ અત્યાર સુધીમાં થઈ ગએલા ગોહિલ રાજવીઓમાં એક અજબ વીર પુરૂષ ગણાય છે. કહેવાય છે કે તેને શ્રી ખોડીયાર સહાય થયા હતા. દૈવી શક્તિ હો. કિંવા અપ્રતિમ બળ હો. પરન્તુ તે પરાક્રમી પુરૂષે જેટલા વિજયો મેળવ્યા છે તેટલા વિજય સૌરાષ્ટ્રમાં કદાપિ કોઇએ મેળવ્યા નથી તળાજાના મુસલમાનો મહુવાના ખસીયા, કુંડલાના ખૂમ્માણ, રાજુલાના ધાખડા, બોટાદ, ગઢડા, અને લીલાઆના ખાચરો, ડેડાણના કોટીલા, અને ચિત્તળના વાળા કાઠીઓ. એ બધાને એણે જોત જોતામાં જીતી લીધા હતા. ચિતળની જીત એ એનો ખરેખરો વિજય હતો આ બધા વિજયો પાછળ, તેને રાજ્ય વધારવા કરતાં સૌરાષ્ટ્રમાં શાન્તિ સ્થાપવાનો મોહ વધારે હતો. તેણે પોતાની તલવાર વડે સોરઠી પ્રજાને લુંટારૂઓના ત્રાસમાંથી મૂકત બનાવવી હતી. તેથી જ તેણે તે સમયના સઘળા લુંટારાઓને જેર કર્યા હતા. જે જે લુંટારાઓએ નમતું ન આપ્યું, તેઓના રાજ્યો તેણે જીતી લીધા. ચિત્તળ અને ડેડાણ જીતી લીધા પછી, તેણે દુશ્મનોને પાછા આપી દીધા હતા. એજ એની નિર્લોભતાનો મોટામાંથી મોટો પુરાવો છે. મહારાજા ભાવસિંહજીના વખતમાં ભાવનગર રાજ્યની જેટલી સીમા હતી તેના કરતાં વીરવર વખતસિંહજીએ આઠગણી વધારી દીધી.

ખરૂં જોતાં તો આતાભાઈ એ જ અત્યારના ભાવનગર રાજ્યના મૂળ સ્થાપક માની શકાય.

આતાભાઈના પૂત્ર વિજયસિંહજી તેના પિતા જેટલાજ પરાક્રમી હતા. જો તે નબળા હોત તો તેના પિતા વખતના અનેક રિપૂઓ ભાવનગર રાજ્ય ખુંચવી લીધા સિવાય રહેત નહિં. વીર વિજયસિંહે પ્રથમ વિરતા વડે રાજ્યના રિપૂઓને નમાવ્યા. પછી તેને સ્નેહ તેમજ ઉદારતા વડે મિત્ર બનાવ્યા હતા. એ મહારાજામાં દયા, ક્ષમા, અને ઉદારતા ઈત્યાદિ ગુણો એટલા બધા પ્રમાણમાં હતા કે-તેના શત્રૂઓ પણ તેના તે સદગુણ આગળ નમી જતા હતા.

મહારાજા વિજયસિંહજી પછી સૌરાષ્ટ્રમાં શાન્ત યુગની સ્થાપના થઈ. તે તકનો લાભ લઈ વિજયસિંહજી પછી ભાવનગરને સિંહાસને જે જે ગોહિલ નૃપતિઓ થયા, તે તે નૃપતિઓએ રાજ્યને આબાદ બનાવ્યું. અત્યારે સૌરાષ્ટ્રમાં જેટલા રાજ્યો છે, તેટલા તમામમાં ભાવનગર રાજ્ય અગ્રસ્થાન ભોગવે છે. સૌરાષ્ટ્રમાં જેટલા નગરો છે, તેટલા તમામ નગરોમાં; ભાવનગર વહેપાર, રોજગાર, સ્મૃદ્ધિ, સુન્દરતા, ત્થા વિશાળતામાં પ્રથમ પંક્તિ પ્રાપ્ત કરી શક્યું છે. ભાવનગરની પ્રજા, ભાવનગરના વર્તમાન મહારાજા શ્રી કૃષ્ણકુમાર-સિંહજી. કે. સી. એસ. આઇ. ઈ. બહાદુરના રાજ્યમાં જે સુખો ભોગવી રહી છે, તેટલા સુખો ભારતના કોઈપણ રાજ્યની પ્રજા ભોગવતી હશે કે કેમ ? એ માટે મને શંકા છે. આવા રામરાજ્યના ઇતિહાસપર પૂર્ણ પ્રકાશ ફેંકનાર આ "સોરઠી-શૂરાઓ" નું પૂસ્તક પ્રસિદ્ધ થાય અને તેની પ્રસ્તાવના મારે હાથે લખાય એમાં હું મારૂં મહદ ભાગ્ય સમજું છું. અંતમાં પરમકૃપાળુ પરમાત્મા ભાવનગર જે રામ-રાજ્યનું પવિત્ર ગૌરવ ભોગવે છે તે "યાવતચંદ્ર દીવા કરો" ભોગવતું રહે; અને રામરાજ્યમાં પ્રજા હૃદયમાં જે અટલ રાજભક્તિ હતી તે સર્વદા સજીવ રહે એજ શુભ ભાવના સહ વિરમુ છું.

ઉપરકોટ
ભાવનગર. તા. ૭-૧૧-૪૦ } કવિ શિવસિંહ કાળુભાઈ વાળા

# બે બોલ

આ ન્હાનકડા પુસ્તકની પ્રસ્તાવના કવિશ્રી શિવસિંહ કાળુભાઈ વાળાએ લખી આપી છે એટલે મારે કંઇ લખવાનું રહેતું નથી. ઇતિહાસ સમ્બંધી મને ઘણું ઓછું જ્ઞાન હતું, પરન્તુ તે ઇતિહાસ અને લોક સાહિત્યના કવિ સાથે પરિચયમાં આવ્યા પછી, મને ઇતિહાસનો શોખ લાગ્યો. "સૌરાષ્ટ્રની શક્તિઓ" એ નામનું એક પુસ્તક રચ્યા પછી મેં આ પુસ્તક લખવાની શરૂઆત કરી. આ પુસ્તક માટે કેટલીએક ઇતિહાસીક સામગ્રી મેળવી આપવામાં કવિશ્રી શિવસિંહ કાળુભાઈ વાળાએ મદદ કરી તે માટે તેઓશ્રીનો આભાર માનું છું. તદઉપરાંત બીજા કેટલાએક ગ્રંથો તથા દંતકથાઓના આધારે આ પુસ્તક માંહેની વાર્તાઓ તૈયાર કરવામાં આવી છે. જે જે ગ્રંથના આધારો મેળવવામાં આવ્યા છે, તે તે ગ્રંથકર્તાઓનો હું અત્રે આભાર માનું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા જેટલી મારી આર્થિક સ્થિતિ નહિં હોવાને કારણે મેં આ રાજ્યના ગ્રંથોત્તેજક ફંડ કમીટીની સહાય માંગી. તે કમીટી તરફથી મને જે ઉદાર મદદ મળી છે તે માટે નેક નામદાર મહારાજા સાહેબ, તથા કમીટીના મેમ્બર સાહેબોનો અત્રે આભાર માન્યા સિવાય રહી શકતો નથી.

"સોરઠી–શૂરાઓ" નામે વાર્તારૂપે સોરઠના જુદા જુદા રાજવંશોના ઇતિહાસો પ્રજા સમક્ષ રજુ કરવાની મારી ઉત્કટ ભાવના છે. આ પ્રથમ પુસ્તક પછી તેના બીજા ભાગરૂપે "સોરઠી–શૂરાઓ" ભાગ બીજો પુસ્તક તુરતમાં જ પ્રસિદ્ધ થનાર છે. તેમાં બહુ ભાગે જાડેજા રાજવંશમાં થઈ ગએલા પ્રસિદ્ધ પૂરૂષોની વાર્તાઓ હશે.

આ પુસ્તકની શરૂઆતમાં મને રાજકોટના નેક નામદાર ઠાકોર

સાહેબ તરફથી સારી મદદ મળી છે તે માટે તેઓ નામદારશ્રીનો આભાર માનું છું. અંતમાં ભાવનગરના રાજ્ય કવિશ્રી હરદાનભાઇએ આ પુસ્તક પ્રસિદ્ધ કરાવી આપવામાં જે સાથ આપ્યો છે તે માટે તેઓશ્રીનો ઉપકાર માનુ છું. ને સાથોસાથ ભૂલચૂક માટે વાંચકોની ક્ષમા યાચી વિરમુ છું.

ભાવનગર
તા. ૭-૧૧-૪૦.

હરિસિંહ દેવીસિંહ રાણા.

શ્રી

# સોરઠી-શૂરાઓ

## ૧

## શુરવીર—સેજકજી

નિશાનો પ્રથમ પ્રહર વર્તમાન હતો. મરૂભૂમિમાં આવેલ મેવાસ નગરના રાજભુવનમાં સુગંધયુક્ત દિપમાળાઓ જળહળતી હતી. તે રાજભુવનના એક સુશોભિત કક્ષમાં અત્યારે બે યુવતીઓ ગંભીર વદને વાર્તાલાપ કરતી બેઠી હતી. તે ઉભય વયમાં સમાન લાગતી. પરન્તુ વસ્ત્રાભૂષણ અને આડંબર પરથી એક સ્વામિની અને બીજી સેવિકા તરીકે આપોઆપ ઓળખાઈ આવતી હતી. અને એમજ હતું. તે બે યુવતીઓમાં એક મેવાસના ઠાકોર મુળદેવની કન્યા જે ખેરગઢના ગોહિલ ઠાકોર સેજકજીની રાણી હતી તે, મુળદેવકુમારી અને બીજી તેના પિતાની વિશ્વાસુ દાસી લલીતા હતી.

"લલીતા! તું સાચું કહે છે?" મુળદેવકુમારીએ લલીતાના મૂખ ઉપર કુતૂહલપૂર્ણ નજર નોંધતા પૂછ્યું.

"બા, આપની આગળ હું અસત્યવાદ કરૂં ખરી? આ તો આપણે બાળપણથી રમીજમીને સાથે ઉછર્યાં છીએ એટલે સ્વાભાવિક રીતે આપનું અહિત થાય તે મારાથી સહી શકાય નહિં. તેથી સ્વામી-

દ્રોહનું ભયાનક પાપ વ્હોરીને પણ આ વાત આપને વિદીત કરવી પડી છે. નહિં તો જેના અન્નોદકવડે મારી સાત સાત પેઢી પોષાણી છે તે મારા અન્નદાતાની ગુપ્ત વાત અન્યને જણાવતાં મારી જીભ જ કપાઈ જાયને ?"

મુળદેવકુમારીને હવે લલીતાએ કહેલી વાતમાં સમ્પૂર્ણ શ્રદ્ધા બેઠી. તેણે ગંભીર વદને કહ્યું: "લલીતા, મને ફરી એકવાર એ વાત કહી સંભળાવ."

"બા, ફરી ફરીને શું કહું ? પિતાજીએ અસ્તાનજી રાઠોડ સમક્ષ મરૂપ્રદેશમાંથી ગોહિલ રાજ્યનો ધ્વંસ કરવાની પ્રતિજ્ઞા કરી તે મેં કાનોકાન સાંભળી છે. પોતાની વર્ષગાંઠના પવિત્ર દિવસે આપના પતિ સેજકજીને તેના સરદારો તથા સામંતો સહિત મેવાસનગરમાં અતિથીને બ્હાને બોલાવી અંદરખાનેથી છળજાળ બિછાવી સઘળાઓનો સંહાર કરી નાખવાનું અપવિત્ર વચન પિતાજી ક્યારના ય આપી ચૂક્યા છે. બા ! હવે જો આપ, આપના પતિનું હિત ઇચ્છિતા હો તો, પિતાજીને વ્હેમ ન પડે તેવી રીતે તેની રજા મેળવી અહિંથી ખેરગઢ જાઓ. જઈને મહારાજ સેજકજીને આ વાતથી સાવધ બનાવો, નહિં તો મહા અનર્થ થશે."

અસ્તાનજી આજકાલ પોતાના પિતાનો અતિથી શા માટે થયો છે ? અને ઘણા દિવસથી તે ઉભય વચ્ચે શ્યો ગુપ્તઘાટ ઘડાઈ રહ્યો છે ? તે તમામ પ્રકાર હવે મુળદેવકુમારીના સમજવામાં આવી ગયો. તેણે લલીતાને પૂછ્યું.

"લલીતા ! આ વાત તેં કેવી રીતે જાણી ?"

"સાંભળો બા." કહીને આસપાસમાં કોઈ અન્ય વ્યક્તિ થતી વાત સાંભળતી નથી ને ? તે જાણી લેવાના ઉદ્દેશથી તે ચાલાક ખવાસણે ચારેકોર પોતાની ચકોર નજર ફેરવી લીધી. આટલામાં કોઈ મનૂષ્ય નથી. એવી ખાત્રી થઈ ગયા પછી તે કહેવા લાગી.

"એ તો આપ સારી પેઠે જાણો છો કે, અસ્તાજનજી કેટલાએક દિવસથી પિતાજીનો અતિથી બની મેવાસનગરમાં પડયો છે. ગઈ રાતે ભોજનથી નિવૃત્ત થયા પછી તે, પિતાજી સાથે ગુપ્ત વાત ચલાવી રહ્યો હતો. તે વખતે હું બાજુના ઓરડામાં હોવાથી તેઓ વચ્ચે જે વાત થઈ તે મારા સાંભળવામાં આવી ગઈ."

"શી વાત થઈ?" લલીતાને આગળ બોલતી અટકાવી મુળદેવકુમારીએ ઉત્કંઠાથી પૂછયું.

"સાંભળો. રાઠોડરાજે પિતાજીને ઉદ્દેશીને કહેવા માંડયું કે, 'અમોએ અમારી તલવારને જોરે દેવડાઓને મારવાડમાંથી કયારના યે હાંકી કાઢયા છે. હવે અમારી સામે માથું ઉંચકે એવા માત્ર ગોહિલો જ રહ્યા છે. જો સેજકજી ગોહિલ આપના જમાઈ ન થતા હોત તો અમોએ તેઓને પણ બુરેહાલે મારવાડમાંથી હાંકી કાઢયા હોત. અથવા તો, તેઓ સમરભૂમિમાં રાઠોડી તલવારના શિકાર થઈ ચૂકયા હોત."

"અસ્તાનજી!" પિતાજીનો હળવો સાદ સંભળાણો. તમે જાણો છો? ગોહિલો પણ શુરવીર છે. તમારા દાદા શેખજી રાઠોડે મારવાડમાં પગ મૂકતા સાથે જ તેઓને છેડી જોયા હતા. તેનું કેવું વિપરીત પરિણામ આવ્યું હતું ખબર છે ને? તેઓને પરાજીત થઈ ખેરગઢમાંથી પલાયન કરી જવું પડયું હતું. ત્યાર પછી તમે રાઠોડોએ ખેરગઢ તરફ આંખ ઉંચી કરી જોવા જેટલી હિમ્મત કરી છે?"

"એટલે જ હું આપની મદદ મેળવવા આવ્યો છું. મને ખેરગઢ રાજ્યનો લોભ નથી. હું તો ગોહિલોને તાબે કરવા માગું છું. જો તેઓ મારા આધિપત્યનો સ્વીકાર કરે તો, આ ક્ષણે જ હું તેઓને દુશ્મનો બદલે દોસ્તો માની લેવા તૈયાર છું. પછી તેઓ મારવાડમાં ખેરગઢનું રાજ્યશાસન ચલાવતા રહે તેમાં મને લેશ પણ વાંધો નથી."

"વગર પરાજ્યે ગોહિલો તમારી આધિનતાનો સ્વીકાર કરે એ આશા રાખશો નહિં. પિતાજીનો અવાજ મારે કાને અથડાયો."

"તેથી જ હું તમને આટલા દિવસથી વિનવી રહ્યો છું. કોઈ પણ ઉપાયે મને તમો મારવાડનો સ્વતંત્ર સમ્રાટ બનાવો મારૂં વચન છે કે જો તમો ગોહિલોનો પરાભવ કરવામાં મારા મદદગાર થશો તો હું તમોને ખેરગઢનું રાજ્ય સુવાંગ સોંપી દઈશ."

"આ વચન તમો શુદ્ધ રાઠોડ હોવાની સમૃતિ કરીને આપો છો? અત્યારે વચન આપી બદલી તો નહિં જાઓને?"

"આ તમે શું બોલ્યા? સૂર્ય દીશા પલ્ટે, સમુદ્ર મર્યાદા મુકે, એ બધું ન બનવા યોગ્ય બને છતાં આ અસ્તાનજી વચનભંગ કદાપી ન બને!"

"જો એમ હોય તો ગોહિલો મારા ભાણેજ હોવા છતાં તેઓનો સંહાર કરવામાં હું તમારો મદદગાર બનીશ. જાઓ તમો મંદોર જઈ સત્વર યુદ્ધની તૈયારી આદરો, હું, તૈયાર જ છું."

"એમ ખુલ્લી રીતે યુદ્ધ જગાડશું તો ગોહિલો આપણા બન્નેની ફોજોને ભારે થઈ પડશે. તે કરતાં તેઓના નાશ માટે મેં એક યુક્તિ શોધી કહાડી છે તે તમો અજમાવો."

"કઈ યુક્તિ?"

"એમ નહિ, પ્રથમ કોલ આપો કે, હું તમોને જે યુક્તિ બતાવું તે તમો ગોહિલો ઉપર અજમાવશો જ!"

"લ્યો કોલ, હવે છે કંઈ?"

"એમ કહી પિતાજીએ અસ્તાનજીના જમણા હાથમાં તાળી દીધી તેનો અવાજ મેં બાજુના ઓરડામાં બેઠા બેઠા સ્પષ્ટ સાંભળ્યો."

"જુઓ થોડા દિવસમાં તમારો જન્મ દિવસ આવે છે, અસ્તાનજી પિતાજીને નીચ યુક્તિ કહી સંભળાવવા લાગ્યો. હું તે વધારે

ચીવટથી સાંભળવા લાગી. તે માંગલીક પ્રસંગમાં ભાગ લેવાને બ્હાને તમો સેજકજીને તેના સામંતો તથા સરદારો સહીત મેવાસ બોલાવજો, તેઓ તમારા આમંત્રણને માન આપી અવશ્ય આવશે, અહિં રાજમહેલ બહાર તેઓને ઉતારો આપજો અને જમવા રાજમહેલમાં બોલાવજો જમવા આવતી વખતે તેઓ કંઇ શસ્રો સાથે લાવશે નહિ ઉતારેજ મુકતા આવશે ને તમો તમારા ડાબી- ઓને હથિયાર સોતા જમવા બેસારજો. તેઓને પ્રથમથીજ સમજાવી રાખજો કે, " જેવા ગોહિલો જમવામાં એકચિત થાય તેવાજ હથીયારો ખોલી તુટી પડજો. આમ કરવાથી એકપણુ માણુસની નુકશાની વગર તમો સઘળા ગોહિલોનો નાશ કરાવી શકશો. સેજકજી તથા તેના મૂખ્ય ગોહિલોનો આ રીતે અંત આણ્યા પછી; ખેરગઢમાં જે ગોહિલો બાકી રહેશે તેને આપણે રમ્મત માત્રમાં તાબે કરી શકીશું."

"તમારી બતાવેલી આ યુક્તિ અજમાવી, સેજકજીનો અંત લાવી ખેરગઢ જીતવાની મારી પ્રતિજ્ઞા છે." પિતાજીના મૂખમાંથી બહાર પડેલા આવા રાક્ષસી ઉદ્‌ગાર સાંભળી હું જે સ્થળે હતી તે સ્થળે થરથરી ઉઠી."

" બસ લલીતા ! મારૂં હૃદય પણુ કંપી ઉઠે છે, હવે મારે વધારે વાત નથી સાંભળવી. જે જાણુવાનું હતું તે જાણી ચૂકી, તેં મને આ વાત કરી તેથી હું તારી ઉપકારી છું, તું લગારે ચિંતા રાખીશ નહિ. હું ગમે તે ઉપાયે મારા સ્વામીની રક્ષા કરીશ."

" પણુ બા, જો જો હો આ વાત બીજા કાને ન જાય, નહિં- તો મહારાજ મારો તથા મારા આખા પરિવારનો નાશ કરાવશે."

" તું ડરીશ નહિં. હું તને મારી સાથે ખેરગઢ લઈ જઈશ. કહે, પછી કંઈ ભય છે ? "

" બસ બા, હવે હું જઉં છું. અત્યારે એકાન્ત જોઈ આવાત આપને જણુાવવા માટે જ આવી હતી."

"તારે જવું હોય તો જા." મુળદેવ કુમારીએ લલીતાને રજા આપી. એટલે તે માનપૂર્વક મસ્તક નમાવી ત્યાંથી ચાલતી થઈ.

× × ૨ × ×

લલીતાના જવા પછી મુળદેવ કુમારી એકલી પડી. સાંભળેલી વાત માટે તેનું ચિત્ત ચકડોળે ચઢી ગયું. તેનું અંતર પોકારી ઉઠયું. 'રાજલોભને વશપડેલો પુરૂષ પિશાચ બની જાય છે. રાજસુખ સંપાદન કરવા માટે તે, ચાહે તેવા અધર્મ, ચાહે તેવા પાપ કર્મ, કરવા તૈયાર થાય છે. રાજલોભને વશ થએલો પૂત્ર જન્મદાતા જનકનું ખૂન કરતાં અચકાતો નથી. રાજલોભ ને વશ થએલો ભાઈ, સગાભાઈ સ્હામે યુદ્ધમાં ઉતરતાં શરમાતો નથી. ખરેખર! રાજલોભમાં લુબ્ધ બનેલો પૂરૂષ કસાઈ કરતાં પણ અધિક ક્રુર બની જાય છે. એવા નીચ લોભમાં લોભાઈ પિતાજીએ પોતાના જામાત્રનું ખૂન કરવાનું અરતાનજીને વચન આપ્યું હોય તો તેમાં શી નવાઈ છે?'

"પણ હવે મારે શું કરવું? મુળદેવકુમારીના મનમાં સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થયો. એક તરફ પિતાની મહાન મહત્વકાંક્ષાનો નાશ થતો હતો, બીજી તરફ પોતાનો સૌભાગ્ય ચુડો નંદવાતો હતો. તેણે તેના હૃદય ત્રાજવામાં પિયર પક્ષ અને શ્વસુર પક્ષના હિતાહિત તોળી જોયાં. તો તેને શ્વસુર પક્ષનું પલ્લું નીચું નમતું દેખાયું. વિચારોની ગહનતામાં તેણે આંખ્યો બંધ કરી દીધી. તો તેની કલ્પના સૃષ્ટીમાં એક પછી એક સતિ સન્નારીઓની છાયા આકૃતિઓ ખડી થવા લાગી. તે સઘળી પિતૃપક્ષનો ક્ષય ઇચ્છી પતિ પક્ષનો વિજય વાંચ્છનારી હતી. ઉષા જાણે પોતાના પતિ અનિરૂદ્ધની પડખે ઉભી રહી તેના પિતા બાણાસુરના અસુર યોદ્ધાઓનો નાશ કરી રહી હતી. મહાસતિ પાર્વતી તેના પિતા દક્ષને મૂખે થતી પતિ નીંદા નહિં સહી શકવાથી જીવતી યજ્ઞ વેદીમાં પડી ખાખ થઈ જતી હતી. જાણે સુભદ્રા નીજ પતિ અર્જુનની સારથી બની રથ

હુંકારતી તેના પ્યારા બન્ધૂ યાદવોને સંહારતી હતી. રૂક્ષ્મણી તેના પ્રાણાધિક બન્ધુ રૂક્ષ્મક ને પતિ શ્રી કૃષ્ણને હાથે રથ સાથે બંધાઈ ઘસડાતો અને ચીસો પાડતો અવલોકી પતિ વિજય ઉપર હાસ્ય વેરતી હતી. અરે! હજુ તો ગઈ કાલે જ સતી સંયુકતા તેના વીર પતિ પૃથુરાજના અશ્વપર બેસી કનોજની બજાર વચ્ચે તેના પિયર પક્ષના રાઠોડોની છાતીમાં ભાલો ભોંકતી જતી હતી. તે સઘળી સતીઓની છાયા આકૃતિઓ જાણે તેને ઠપકો આપતી હતી કે—

'જો અમોએ મૌનતા પૂર્વક અમારા પિતાના પક્ષ ખેંચી પતિનું અહિત થવા દીધું હોત તો, આજે ભારતવર્ષની પ્રજામાં અમો સઘળી દેવીઓ તરીકે પુજાઈએ છીએ તે પુજાત નહિં. વિશ્વની સપાટી ઉપર અમારા નામો અમર થાત નહિં!

જ્યારે વિચાર નિંદ્રામાંથી જાગી તેણે આંખ્યો ઉઘાડી ત્યારે, જે પિતાને માટે તે અત્યારે પરિતાપ કરતી બેઠી હતી તે પિતાને તેણે પોતાની સાનિધ્યમાં જોયો. જોતાં જ તે ચમકી. પિતાના મૂખ ઉપર પહેલાના જેવા વાત્સલ્પતાનાપૂર છલકતા ન્હોતાં. મનમાં ઉત્પન્ન થયેલી મલીન ભાવનાઓની છાયા પડવાથી તેનું વદન ક્રુર દેખાતું હતું જે મૂખ અવલોકી પહેલાં તેને અપાર સુખથતું તે મૂખ અત્યારે ભય ઉપજાવતું હતું. પિતાના વદન પ્રતિ માત્ર એક જ દષ્ટી પાત કરવાથી તે જાણી શકી કે 'લલીતાની વાત સાચી છે ખોટી નથી.'

"પુત્રિ! શા વિચારોમાં ચિત્ત પરોવાઈ ગયું છે? હું કયારનોય ત્હારી પાસે આવી ઉભો છું. તેની તને ખબર નથી. શું, આ વખતે આ ગરીબ પિતાને ઘરે નથી ગોઠતું?" મુળદેવે વિચાર નિંદ્રામાંથી જાગી ઉઠેલી પૂત્રિને વિચારોમાં આટલુ બધુ લીન બની જવા નું કારણ પૂછયું.

પિતાના વાકયોમાં મુળદેવ કુમારીને સ્વાભાવિક વાત્સલ્યને

બદલે કૃતિમતાનો ભાસ થયો. પણ પિતા પોતાની અંતર વ્યથા જાણી ન જાય એટલા માટે અંતરની વ્યથા અંતરમાં જ સમાવી વદન પર પ્રસન્નતા દર્શાવતી બોલી.

"પિતાજી! પૂત્રિઓને માતાપિતાની શિત્તળ છાંયા જગતમાં બીજે ક્યાં જડવાની છે? પરન્તુ કઠોર વિધાતાએ તે સુખ તેણીઓના ભાગ્યમાં અતિ અલ્પ નોંધ્યું છે. અત્યારે આપની શિત્તળ છાંયામાં હું સર્વ પ્રકારે સુખી છું. છતાં આજે એકા એક મને મારૂં ગૃહ સાંભરી આવ્યું છે. જો આપ મને રાજી ખુશીથી રજા આપો તો હવે એકાદ બે દિવસમાં હું ખેરગઢ જવા ઇચ્છું છું."

"સુખેથી. આ વખતે રાણાજી, અને સારંગજી સાથે નથી આવ્યા એટલે હું તને વધારે રોકી શકતો નથી. એક બે દિવસમાં વાહન વિગેરેનો બંદોબસ્ત થઈ જશે. સાથે કોઈને લેવા છે?"

"હા. આ વખતે લલીતાને મારી સાથે મોકલો તો સારૂં." મુળદેવ કુમારીએ લલીતાની માંગણી કરી લીધી.

"તે આવશે." કહી મુળદેવ તે સ્થળેથી ચાલતો થયો. પિતાના જવા પછી મુળદેવ કુમારી પુનઃ વિચાર નિંદ્રામાં પડી,

× × ૩ × ×

આપણી આ વાર્તાની શરૂઆત પહેલાં મારવાડની રેતાળભૂમિ ત્રણ ભાગે વ્હેંચાયેલી હતી. મેવાસમાં ડાબી સાંચોરમાં દેવડા, અને લુણી સરીતાને કિનારે આવેલ ખેરગઢમાં ગોહિલ. ખેરગઢ રાજ્યની સ્થાપના હંસરાજ ગોહિલ નામક પૂરૂષે કરી હતી. ભારત વર્ષમાંથી હૂણ જાતીને હાંકી કાઢી પોતાના નામનો શક ચલાવનાર મહાસમ્રાટ શાલીવાહન ગોહિલના વંશજ એ હંસરાજજી હતા. શાલીવાહન પછી તેના વંશની સત્તા દક્ષિણ ભારતમાં નબળી પડી એટલે હંસરાજજીએ મારવાડમાં જઈ, લુણી સરીતા ને કિનારે ખેરવા નામક ભીલને મારી ખેરગઢ રાજ્યની સ્થાપના કરી હતી. હંસરાજજી પછી

લાજી, ગેમલજી, ગંગદાસજી, અને ક્ષેત્ર સિંહ નામક પ્રસિદ્ધ રાજાઓ ખેરગઢની ગાદીએ થઇ ગયા. આશરે ઇ. સ. ૧૧૯૩ માં મોહદાસજી નામે ગોહિલ રાજા ખેરગઢમાં રાજ્ય કરી રહ્યા. હતા. તેના વખતમાં રાઠોડોએ મારવાડમાં પહેલ વહેલો પ્રવેશ કર્યો.

મારવાડમાં આવનાર શિયાજી કનોજના પ્રખ્યાત રાજા જયચંદ રાઠોડનો પૌત્ર હતો. રાઠોડોના પ્રાચિન રાજ્ય કનોજનું તે વખતે પતન થઇ ચૂકયું હતું. તેના પતનનું કારણ હરએક હિન્દ વાસી જાણે છે. દિલ્હીશ્વર અનંગપાળ તુંવારને કુમાર ન્હોતો એ કુંવરીઓ હતી. તેમાંથી એક કનોજના અજયપાળ રાઠોડને વરી હતી. અને બીજી અજમેરના રાજા સોમેશ્વર ચૌહાણની રાણી થતી. કનોજવાળી મોટી પૂત્રિનો પૂત્ર જયચંદ. અને સોમેશ્વરનો કુંવર પ્રસિદ્ધ પૃથુરાજ થયો અનંગપાળની વૃદ્ધાવસ્થામાં સોમેશ્વર દિલ્હીમાં રહ્યો હતો. અનંગપાળને પૃથુરાજ બહુ પ્રિય થઈ પડયો. તેને પોતાનો ઉત્તરાધિકારી બનાવી લેવાના વિચારમાં હતો. તેવામાં એક દિવસ પૃથુરાજ સભામાં રમતો રમતો માતામહના સિંહાસન ઉપર ચડી બેઠો. તે વખતે તે સ્થળે જે તુંવાર અને ચૌહાણ સરદારો હાજર હતા તેઓએ તેને મશ્કરીમાં તલવારો ઝુકાવી માન આપ્યું. એવામાં અનંગપાળે રાજસભામાં પ્રવેશ કર્યો. તેણે પોતાને માથેથી રાજકિરિટ ઉતારી પૃથુરાજને મસ્તકે મૂકયો. તે દિવસથી તે ભારત પતિ થયો.

અનંગપાળના મૃત્યુ પછી પૃથુરાજ કરતાં દિલ્હી તખ્ત ઉપર પોતાનો અધિક અધિકાર છે. એમ જાણી જયચંદ પૃથુરાજ સાથે શત્રુતા આદરી બેઠો. પૃથુરાજ બદલે પોતાને ભારત પતિ તરીકે સીદ્ધ કરવા તેણે તેની પૂત્રિ સયુંક્તાનો સ્વયંવર તથા રાજસૂયયજ્ઞનો આરંભ કર્યો. તેમાં નિમંત્રણ નહિં હોવા છતાં પૃથુરાજે ગુપ્ત વેશે કનોજ જઈ યજ્ઞનો ભંગ કર્યો અને સંયુકતાનું હરણ કરી દિલ્હી પાછો ફર્યો. દિલ્હીમાં તેણે સંયુક્તા સાથે લગ્ન કર્યાં, લગ્ન પછીનું

તેનું જીવન બહુ જ વિલાસી થઈ પડયું. એ સુયોગ સાધી જયચંદે પૃથુરાજના કટ્ટા શત્રુ શાહબુદ્દીન ઘોરીને પોતાની મદદે બોલાવ્યો. શાહબુદ્દીને પહેલા હિન્દુસ્થાન ઉપર છ સ્વારીઓ કરી હતી. છ એ વખત તેને પૃથુરાજે નસાડયો હતો. છેલ્લી ચડાઈમાં તે જયચંદની આર્થિક સહાયતાના યોગે વિજય શાળી નિવડયો. પાંચ હજાર વર્ષ કરતાં વધારે વખતથી જે રાજવંશ દિલ્હી તખ્ત ઉપર તપતો તેનો છેલ્લો સીતારો પૃથુરાજ કાલિન્દ્રીને કિનારે અસ્ત પામી ગયો,

પૃથુરાજને માટે કહેવાય છે કે-શાહબુદ્દીન ઘોરી તેને કેદ કરી ગીઝની લઇ ગયો હતો. ત્યાં તેની આંખો ફોડી કારાગારમાં પુરી રાખવામાં આવ્યો હતો. પાછળથી ચંદ બારોટે ગીઝની પહોંચી યુક્તિ પૂર્વક પૃથુરાજને હાથે શાહબુદ્દીનને ઠાર કરાવ્યો. ને પૃથુરાજ તથા ચંદ સામાસામી એક મેક ઉપર શસ્ત્ર પ્રહાર કરી ઠાર થયા હતા. પરન્તુ ચંદ અને પૃથુરાજ બન્ને યમુના કિનારે શાહી સૈન્ય સામે યુદ્ધ કરતા મરાયા હતા. તે વાત વધારે વજનદાર મનાય છે.

જયચંદને તેની કાળી કરણીનું ફળ શીઘ્ર સમયમાં જ મળી ગયું. શાહબુદ્દીને કનોજ જીત્યું જયચંદ પાપનો પ્રશ્ચાતાપ કરતો શાહી સેના સામે લડતાં મરાયો. તેનો પૂત્ર કાલુમંદ ન્હાસી ગયો. ત્યાંના સોલંકી રાજાનો તે પટ્ટાવત થઈ રહ્યો. તેના પૂત્ર શેખજીએ મારવાડમાં પ્રવેશ કરી સાંચોરના દેવડાઓને દગાથી મારી તેઓનું રાજ્ય જીતી લીધું. તે પછી તેણે ખેરગઢ પર ચઢાઈ કરી. મોહદાસજી તેના ગોહિલ વીરો સહીત તેની સામે થયા. ખુનખાર લડાઈમાં મોહદાસજી રણમાં પડયા. પણ ગોહિલોએ ખેરગઢનો કિલ્લો પોતાના હાથમાં ટકાવી રાખ્યો.

રાઠોડોને નસાડીને મોહદાસના પૂત્ર ઝાંઝરસિંહ ખેર ગઢની ગાદીએ બેઠા. તેણે પચ્ચીશ વર્ષ સુખ શાન્તીથી રાજ્ય કર્યું. તેના પછી તેના સાત પૂત્રોમાંથી યુવરાજ સેજકજી ખેરગઢના સ્વામી થયા. તેના લગ્ન મેવાસના ડાભી ઠાકોર મુળદેવની કન્યા સાથે થયા હતા.

સેજકજીના વખતમાં મહોરની ગાદીએ શેખજીનો પૌત્ર અસ્તાનજી રાઠોડ હતો. તેણે ખેરગઢ જીતવાનો નિશ્ચય કર્યો. પરન્તુ ખુલ્લી રીતે લડાઈમાં ઉતરી વિજય સંપાદન નહિં કરી શકાય તેમ હોવાથી તે દગાબાજે સેજકજીના સસરા મુળદેવ ડાબીને પોતાનો મિત્ર બનાવી દગાની કેવી કારમી જાળ બિછાવી તે પ્રકાર આપણે આગળ વાંચી ગયા છીએ.

× × ૪ × ×

" નાથ, ન જતા ! "

પોતાના જન્મદિન પ્રસંગે સેજકજીને તેના સરદારો તથા સામંતો સહિત મેવાસ પધારવાનું મુળદેવ તરફથી આમંત્રણ મળ્યું છે, તે આમંત્રણનો સ્વીકાર કરી સેજકજી રાજભુવનના એક ઓરડામાં મેવાસ જવા માટે તૈયાર થતા હતા. તેવામાં મુળદેવકુમારીએ તે ઓરડામાં આવી પતિસ્કંધ પર કોમળ કર મૂકતાં ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યો.

" શું ન જવું ? અત્યારે હું કયાં જવા તૈયાર થઉં છું તે તમો જાણો છો ? "

" હાજી, મને ખબર છે કે, મારા પિતાજી તરફથી આપને મેવાસ પધારવાનું આમંત્રણ થયું છે. "

" ત્યારે અત્યારે હું ત્યાં જવા માટે જ તૈયાર થઈ રહ્યો છું. "

" હું આપને ત્યાં નહિ પધારવા માટે વિનંતી કરવા આવી છું. "

" કારણ ? " સેજકજીએ આશ્ચર્ય પામતા પૂછ્યું.

" કારણ જણાવતા મારી જીભ ઉપડતી નથી. પિતાજીની નિંદા કરતાં મારૂં દિલ દુઃખાય છે. પણ લાચાર ! પતિનું અહિત થતું અટકાવવું એ સતી સન્નારીઓનો ધર્મ લેખાય છે. " બોલતા બોલતા મુળદેવકુમારીની આંખમાં આંસુ આવી ગયા.

સેજકજી વિચારવા લાગ્યા ' આ શું ? પતિ પોતાને પિયરવાસ

અતિથી તરીકે જાય તે પ્રસંગે નારી અંતરમાં આનંદ ઉભરાય છે ત્યારે મને પિતૃગૃહે જવા સજ્જ થતો અવલોકી રાણીજીને શા માટે ખેદ થાય છે? અવશ્ય કંઈ કારણ હોવું જોઇએ.' એમ વિચારી કોમળ વાણીમાં પૂછ્યું.

"રાણીજી! મેવાસ જવાથી કંઈ નુકશાન થાય તેમ છે?"

"નાથ, આપને શું કહું? મ્હારા પિતાજીના અંતરમાં દુષ્ટ રાજલોભનો વાસ થયો છે. તેણે આપણા કટ્ટા શત્રુ અરતાનજી સાથે મળી પોતાના જન્મદિન પ્રસંગે આપને આપના સરદારો સહિત મેવાસ તેડાવી પાછળથી નિશસ્ત્ર સ્થિતિમાં જમવા બેસારી અણચિંતવ્યા શસ્ત્રો ચલાવી, આપનો નાશ કરવાની તેણે પ્રપંચ જાળ બિછાવી છે. આપને આ જાળમાં ફસાવવા માટે જ તેણે મેવાસ તેડાવ્યા છે." મુળદેવકુમારીએ પોતાના પિતાની પ્રપંચજાળ પતિ સમક્ષ ખુલ્લી પાડી દીધી.

રાણીના મુખમાંથી ઉપરોક્ત વાત સાંભળી સેજકજી સ્તબ્ધ બની ગયા. પણ તે સાચા શુરવીર હતા. એટલે ભયવશ થઈ મેવાસ જવાનું માંડી વાળવા તૈયાર થયા નહિં. તેણે રાણીને પોતાની અડગ ઈચ્છા જણાવતા કહ્યું.

"ધન્ય છે શાણી રાણી! તમે તમારા પિતાના હિત કરતાં મારા હિતને વધારે મહત્વ આપ્યું. નહિં તો સ્ત્રી જાતિ પતિ કરતાં પિતાનું વધારે ભલું ઈચ્છે છે. તમોએ પિતાનો પક્ષ નહિં કરતાં તેણે મારી સ્હામે ગોઠવવા ધારેલી દગાબાજી મને જણાવી દીધી તે માટે હું તમોને ધન્યવાદ આપું છું. પરન્તુ હું મેવાસ જતો અટકીશ નહિ."

"નાથ! આપને મેવાસ જતાં અટકાવવા માટે જ મેં આ વાત વીદિત કરી છે. ત્યાં જવાથી ખચીત અહિત થાય તેમ છે. તે જાણ્યા પછી, શા માટે જવું જોઇએ? જાણીજોઇને મણીધરના દરમાં હાથ શા માટે નાંખવો? દેખીપેખીને ભભૂકતા અગ્નિમાં શા માટે ઝંપલાવવું?

"રાણીજી, હવે લગારે ચિંતા રાખશો નહિં, તમારા પિતા અમોને મેવાસ બોલાવી દગો રમનાર છે, તેવી ચેતવણી તમારા તરફથી મળી ગયા પછી અમો ત્યાં બહુ જ સાવચેતીથી રહીશું. તેઓની છળજાળને ચીરી નાંખી તેઓને બરાબર શિક્ષા કરીશું."

"તે કરતાં ન જવું તે શું ખોટું છે?" રાણીએ દિનતાપૂર્વક પૂછ્યું.

"શા માટે ન જવું? હું કાયર નથી કે, મૃત્યુથી ડરી તમારા પિતાના ઘરે ન જાઉં. તેની દગાબાજી જાણ્યા પછી ત્યાં જવામાંજ મ્હારી કીર્તિ સમાયેલી છે. મને મૃત્યુની બિલકુલ બીક નથી. હું સારી પેઠે જાણું છું કે, મનુષ્યની આયુષ્યદોરી કાપવાને કોઈ સમર્થ નથી. અને જ્યારે મૃત્યુ થનાર હોય છે ત્યારે કોઈ બચાવનાર નથી. પછી ભય પામવાનું કારણ?"

એમ બોલતાં બોલતાં તે શસ્ત્રો સજી તૈયાર થયા ચતુર રાણી જાણી ગઈ કે, લાખ વાતે ય હઠીલો ગોહિલ મેવાસ જવાનો વિચાર માંડી વાળે તેમ નથી. એટલે તે પતિને ખૂબ સાવચેત રહેવાની ભલામણ કરી શાન્ત રહી.

સેજકજી તૈયાર થઈ રાજભુવન બહાર નીકળ્યા. રાજભુવનના દ્વાર આગળ તેની સાથે જવા સજ્જ થયેલા સામંત સરદારો ઉભા હતા. તેઓએ મસ્તકો ઝૂકાવી સન્માન કર્યું. સેજકજી પોતાને માટે તૈયાર રાખેલા પાણીદાર અશ્વ પર "જય મુરલીધર!" કહી સ્વાર થયા. ને અશ્વ આગળ કરી મેવાસની દિશામાં ચાલી નીકળ્યા. રાણીવાસની ઉંચી અટારીમાં રાણી મુળદેવકુમારીએ પ્રયાણ કરતા પતિને મનોગત આશિષ આપી કે 'શ્રીમુરલીધર આપના રખોપાં કરે."

× × ૫ × ×

ખેરગઢથી નિકળેલ સેજકજી જ્યારે મેવાસ પહોંચ્યા ત્યારે મુળદેવે ભારે ધામધૂમથી તેનું સામૈયું કર્યું. વાજતેગાજતે નગરમાં લઈ જઈ

એક ભવ્યભુવનમાં ઉતારો આપ્યો. તે દિવસે ભોજન વિગેરેનો પ્રબંધ ઉતારામાં જ કરવામાં આવ્યો. નિશાકાળે મહેમાનોના મનરંજન કરવા રાજ્યના ખાસ ગવૈયાઓ તથા રાજગાયિકાઓ આવ્યા. તેઓએ મોડી રાત લગી નૃત્યગાન વડે ગોહિલોના મન રીઝાવ્યા. મોડી રાતે તેઓ ગયા. એટલે ગોહિલો આરામમાં પડયા.

બીજા દિવસની પ્રભાતે જન્મ દિનની ખુશાલીનો ખાસ દરબાર ભરાયો તે દરબારમાં સેજકજીનો એટલો બધો સત્કાર થયો કે સેજકજીને રાણીએ દર્શાવેલો સંદેહ માત્ર સંદેહ જ ભાસવા લાગ્યો. દરબાર વિખરાયા પછી ગોહિલો ઉતારે ગયા. ઉતારે આવ્યા પછી થોડીવારે એક સેવક તેઓને જમવા બોલાવવા આવ્યો. જમવા જતી વખતે અતિથિઓ સરસામાન તથા શસ્ત્રો ઉતારે મૂકી જાય છે. પરન્તુ સેજકજીએ તેના સાથીદારોને પ્રથમથી જ ચેતવી રાખેલ હોવાથી તેઓએ જમવા જતી વખતે તેડવા આવેલ ન જાણે તેમ પોત પોતાના શસ્ત્રો વસ્ત્રોમાં છુપાવીને સાથે લઈ લીધા.

મેવાસ નગરના રાજભુવનની વિશાળ પરસાળમાં સામસામી બે પંગતો ગોઠવાઈ ગઈ. ડાભી ડાબા અને ગોહિલો જમણા. એમ એકમેકથી અભડાતા હોય તેમ, જુદા બેસી ગયા. સઘળા ગોઠવાઈ ગયા એટલે રાજરસોયાઓ થાળીઓ પીરસવા લાગ્યા. "હરિહર" ઉચ્ચારની પ્રતિક્ષા કરતા ડાભી અને ગોહિલ જુવાનો મીઠી મીઠી વાતો કરી રહ્યા હતા. મુળદેવ અને સેજકજી પંગત વચ્ચે બેઠા બેઠા ચાલતી વાતો શાન્તપણે સાંભળી રહ્યા હતા.

"આ વખતે મુળદેવ ઠાકોરે ભારે મીઠો આવકાર આપ્યો. દરબાર સાથે ઘણીવાર મેવાસની મહેમાની માણી ગયા પણ આ વખતની મીઠાશ તો, કાંઈ અનોખી જ છે." એક ગોહિલ સરદારે મર્મભરી વાણીમાં મુળદેવની મહેમાની વખાણી.

"તમે અમારા ભાણેજ. તમારે આગમને અમારાં આંગણાં

પાવન થાય. એમાં ય તમારા રાજા અમારા મહારાજના જમાઈ. એટલે આવકાર આપીએ એમાં શી નવાઈ?" એક ડાભી સરદારે ગોહિલની વાત ઝીલી લીધી.

"તમને ભલે નવાઈ ન લાગતી હોય પણ આ વખતે મને તો આખા મેવાસમાં એકલી નવાઈ જ લાગે છે." સેજકજીના બન્ધુ હનૂજીએ માર્મીક વાકચો ઉચ્ચાર્યો. પરન્તુ તેનો મર્મ મુળદેવને કે તેના ડાભી જુવાનોને સમજાયો નહિં.

થાળીઓ પીરસાઈ ગઈ. ડાભીઓ અને ગોહિલો મુળદેવના મૂખમાંથી "હરિહર" ઉચ્ચારની રાહ જોતા હતા એવામાં મુળદેવે તેના ડાભી યુવાનો તરફ અર્થસૂચક ભાવે નિહાળતા કહ્યું.

"લ્યો થાવા દયો જયકરણી."

"જયકરણી!" એના વાકચોનો પડઘો પડચો હોય તેમ, એક સામટા મૂખમાંથી પોકાર સંભળાયો. ને તે પ્રચંડ પોકાર સમેત દરેક ડાભીના હાથમાં કાળનું આવ્હાન આપનારી તલવાર ચમકી ઉઠી. થાળીઓ એમને એમ પડી રહી. ને તેઓ વિધૂત ગતિએ ગોહિલોપર તૂટી પડચા. તેઓની ભારે અજાયબી વચ્ચે અત્યાર સુધી નિશસ્ત્ર દેખાતા ગોહિલો શસ્ત્રો ધારણ કરી આત્મરક્ષણ કરવા તેઓની સ્હામે થયા.

રાજપરસાળે રણભૂમિનું રૂપ ધારણ કર્યું. સહોદર તરીકેનો સ્નેહભાવ ભૂલી ગોહિલ, અને ડાભી વીરો એકમેક ઉપર તૂટી પડચા. ઘડી પહેલાંના કર્ણમધુર હાસ્ય ધ્વનિઓ સમ્યા. ને તે સ્થાને "માર... ...માર"ના પ્રચંડ પડકાર સંભળાવા લાગ્યા. ગોહિલોના હાથમાં શસ્ત્રો વિલોકી મુળદેવ ભયભીત બની ગયો. તે તેના માણસોને ઉત્સાહ આપવા લાગ્યો પરન્તુ વૃથા. રણવિશારદ ગોહિલોએ ક્ષણવારમાં અનેક ડાભીઓને ઠાર કર્યા. તેથી કાયર થઈ ડાભીઓ પલાયન કરવા લાગ્યા. મુળદેવ પોતે પણ પ્રાણ જવાના ભયથી ભાગી છુટચો.

" મુરલીધરનો જય; મહારાજ સેજકજીનો વિજય ! " ડાભીઓ
પલાયન સાથે જ વિજેતા ગોહિલો પોકારી ઉઠયા. ને હાથમાં ખુલ
તલવારો ઘૂમાવતા રાજભુવન બહાર નિકળ્યા. આગળ સેજકજી ત
તેના બન્ધૂઓ હતા. સઘળાના શસ્ત્રો તથા વસ્ત્રો રૂધિર તરબોળ હત
હોળીઘેલા ઘેરૈયા જેવા જ્યારે તેઓ મેવાસની બજારે ખુલ્લી તલવ
નિકળ્યા ત્યારે, મેવાસવાસીઓ સઘળો પ્રકાર આપોઆપ સમજી ગય
એક સામટા મૂખમાંથી માત્ર એજ પોકાર નિકળી પડયા.

" હાય ! હાય ! આવું પાપ, આવો ગઝબ, ભાણેજોનું લોહિ

× × ૬ × ×

' કરે તે ભરે ને ખોદે તે પડે, ' એ કહેવત પ્રમાણે ગોહિલ
પ્રત્યે દગો આદરતાં ડાભીઓ તેનો ભોગ થઇ પડયા. ગોહિલોન
સંહાર કરવા જતાં તેઓનો જ સંહાર થઇ ગયો. અનેક ડાભ
ઓનો નાશ કરીને સેજકજી સહીસલામત ખેરગઢ પહોંચી ગયા.

મુળદેવે તેજ દિવસે એક સાંઢણી સ્વારને મંદોર તરફ રવા
કર્યો. તેની સાથે અસ્તાનજીને સમાચાર પાઠવ્યા કે ' આપને આપેલ
વચનાનૂસાર ગોહિલોને મારા પાટનગરમાં બોલાવી ઠાર કરવાની જા
પાથરી હતી. પરન્તુ મારા ધારવા પ્રમાણે તેઓને કોઇએ અગાઉ
ચેતવી દીધેલ એટલે મારી યુક્તિ નિષ્ફળ નિવડી છે. ઉલ્ટા મા
યોદ્ધાઓ તેઓને હાથે કપાઇ ગયા છે. ને તેઓ મેવાસમાંથી છટ
ખેરગઢ પહોંચી ગયા છે. હવે મારો નિરધાર ખેરગઢપર હલ્લો કરવા
છે આપ જેમ બને તેમ ત્વરાથી મારી કુમકે આવી પહોંચો. '

એ સંદેશો અસ્તાનજીને મળ્યો. તુરત જ તે તેનું લશ્કર લ
મેવાસ જઈ પહોંચ્યો. ત્યાંથી મુળદેવને તેના સૈન્ય સહિત સાથે લ
ખેરગઢ તરફ પ્રયાણ કર્યું.

અસ્તાનજી તથા મુળદેવ ઉભય ઠાકોરો તેઓની ફોજ સહી
ખેરગઢ ઉપર ચડી આવે છે. એવા વર્તમાન સેજકજીના જાણવા

આવતા તેઓ આવતા અરિઓ સ્હામે લડવા જવા સજ્જ થયા. કિન્તુ રાજ્યના શાણા મુત્સદ્દીઓએ તેને તેમ કરતા અટકાવ્યા. તેઓએ જણાવ્યું કે:

" મહારાજ ! એક સાથે બે પ્રબળ શત્રુઓ સ્હામે જઈ યુદ્ધમાં ઉતરવા કરતાં કિલ્લામાં રહી લડવું વધારે હિતવાહક છે." તેથી સેજકજીએ શત્રુઓ સ્હામે જવાનો વિચાર માંડી વાળી ખેરગઢનો કિલ્લો બંધ કરાવી અંદરના ભાગમાં સઘળું સૈન્ય ગોઠવાવી દીધું.

શત્રુઓની સેના આવી પહોંચી. એટલે શુરવીર ગોહિલોએ કિલ્લાની દિવાલ ઉપરથી મારો શરૂ કર્યો. ખેરગઢનો કિલ્લો બંધ જોઈ દુશ્મનો હતાશ થયા છતાં પાછા નહિં હટતાં બહારથી ઘેરો ઘાલી કિલ્લો તોડી પાડવાના યત્નો કરવા લાગ્યા.

ગોહિલો કિલ્લામાં રહી વિરતાપૂર્વક શત્રુઓ સ્હામે લડી રહ્યા હતા. યુદ્ધનું અંતીમ પરિણામ કયારે, અને કેવું આવત ? તે કંઈ કહી શકાય નહિં. કિન્તુ એક એવો બનાવ બન્યો કે ગોહિલોએ મારવાડમાં રહેવાનો વિચાર માંડી વાળી પરદેશ જઈ વસવાનો દૃઢ નિશ્ચય કરી લીધો. તે અજબ પ્રકાર આ રીતે બન્યો હતો.

અર્ધ નિશાનો સમય હતો. દિવસભર દુશ્મનો સ્હામે લડીલડીને શ્રમીત થયેલ સેજકજી તેના શયન મંદિરમાં એક પલંગ ઉપર સુતા હતા. ભરનિંદ્રામાં છતાં તેનો જમણો હાથ તલવારની મુઠ ઉપર હતો. શ્વાસેશ્વાસમાં 'માર–માર'ના પોકાર હતા. વિજય ગર્વથી ગર્વીત બનેલો એ રાજા મશરૂની પથારીમાંય હથિયાર સોતો સુતો હતો. મધ્યનિશા પછી નિંદ્રાધિન સ્થિતિમાં તેને એક અજબ સ્વપ્નાભાસ થયો. તેના ઇષ્ટદેવ શ્રીમુરલીધરજીની મૂર્તિ જાણે તેના સમક્ષ પ્રગટ થઈ. પોતાના પરાક્રમી પૂર્વજ પાર્થનો રથ હાંકનાર મહાભારતના ઘોર સંગ્રામમાં તેની રક્ષા કરનાર, કૌરવકુળનો સંહાર કરી પોતાના પૂર્વજ પાંડવોના નામનો સમસ્ત વિશ્વમાં વિજય સ્થાપનાર તેમજ

૨

અર્જુનથી માંડીને અત્યાર લગી અર્જુન પુત્ર અભિમન્યુના વંશમાં ઉત્પન્ન થયેલ ગોહિલ રાજકુળના રક્ષણહાર શ્રી મુરલીધરજીને પોતાની નજર સમક્ષ ઉભેલા અવલોકિને તેણે અપાર ભક્તિભાવે પ્રણામ કર્યો.

તેના તરફ ચારે ભુજાઓ ઢાળી આશીર્વાદ આપતા શ્રીમુરલીધરજી ઉચર્યા કે, "હે સેજક! હે ભક્ત! તું રાઠોડો સ્હામે શામાટે લડી રહ્યો છે? તેઓને ખેરગઢનું રાજ્ય જોઈતું હોય તો લઈ લેવા દે. મેં આખી મારવાડ રાઠોડોને આપી દીધી છે. એટલે તારો વિજય થનાર નથી. નકામાં લોહિ રેડવા ને રેડાવવા કરતાં આ રેતાળભૂમિમાંથી નિકળી તું સોરઠની રસાળ ભૂમિ તરફ પ્રયાણ કર. મ્હારા રથને આગળ રાખી તમો ગોહિલો પાછળ ચાલ્યા આવો. જે સ્થળે મારા રથનું ચક્ર અટકે તે સ્થળે પડાવ કરજો. મારૂં વરદાન છે કે, તું તથા તારા સંતાન સોરઠમાં સમૃદ્ધિશાળી રાજ્યના સ્વામિ થશો."

એટલું કહી પ્રભુ અંતરધ્યાન થયા. સેજકજી નિંદ્રામાંથી જાગી ઉઠ્યા. જાગીને લાધેલા સ્વપ્ન વિષે વિચાર કરવા લાગ્યા. પ્રભાત થતાં સઘળા ગોહિલોને એકઠા કરી પોતાના સ્વપ્નની વાત કહી સંભળાવી.

"જો ઈષ્ટદેવની આજ્ઞા થઈ હોય તો, પ્રભુનો રથ સાથે લઇ સોરઠ તરફ પ્રયાણ કરીએ." સેજકજીના બન્ધુ દેપાળજી જે પ્રભુભક્ત હતા. તેણે વડિલ ભ્રાતની વાત સાંભળી પોતાની ઇચ્છા જણાવી. અન્ય ગોહિલો પણ તેની ઇચ્છાને સમંત થયા. એટલે સેજકજી ખેરગઢનો ત્યાગ કરી મુરલીધરની આજ્ઞા પ્રમાણે સોરઠ તરફ જવાના નિશ્ચય પર આવ્યા. તે એકઠા મળેલા ગોહિલોને ઉદ્દેશીને બોલ્યા.

"ભાઇઓ! જો તમામનો વિચાર હોય તો આજે જ તૈયાર થઇ જાઓ. ખેરગઢમાં ઢંઢેરો પીટાવો જેને અમારી સાથે આવવું હોય તે તૈયાર થઇ જાઓ."

આવો સંકેત કરી ગોહિલો બે ભાગમાં વ્હેંચાઇ ગયા. અર્ધો

લડાઇનો મોખરો સાચવવા ઉપડયા, બધાં પ્રવાસની તૈયારીઓ કરવા લાગ્યા.

સાયંકાળે યુદ્ધ બંધ પડયું ત્યારે સેજકજીએ આવી રાજભુવન નજીકના ચોકમાં નજર કરી તો આખું ખેરગઢ ઉચાળા ભરી ખેરગઢમાંથી હિજરત કરવાને તૈયાર ઉભું હતું. પોતાની પ્રજા પોતાને આટલી હદ પર્યંત ચ્હાય છે. તે બીના સેજકજીને આજ પહેલીવાર સમજાઇ. તેણે તૈયાર થઇ ઉભેલા પ્રજાજનોને પ્યારભરી વાણીમાં પૂછયું.

"ભાઇઓ ! મારે માટે તમે જન્મભૂમિ તજશો ?"

"અહિં રહી બીજો ધણી ધારવા કરતાં આપની સાથે ભટકવામાં અમો આનંદ સમજીએ છીએ."

પ્રજાજનોનો આવો પ્રત્યુત્તર સાંભળી સેજકજીનું હૃદય વાત્સલ્યતાના આવેશમાં પીગળી ગયું. તેણે કહ્યું, "જો તમારી એવી જ ઇચ્છા હોય તો સુખેથી આવો ભગવાન મુરલીધર આપણી રક્ષા કરશે."

એ પછી આખી રાત ગોહિલોએ પ્રવાસની તૈયારી કરી. વ્હેલી પ્રભાતે શ્રી મુરલીધરજીને એક રથમાં પધરાવી તે રથ આગળ કર્યો. તેની પાછળ પ્રજાજનોના ગાડા રાખ્યાં. તેઓને ઘેરી ભીલ રાજપુતો વિગેરે જેઓ વંશપરંપરાથી રાજ્યની સેવા કરી રહ્યા હતા તેઓ ખુલ્લે શસ્ત્રે ચાલવા લાગ્યા. સેજકજી ત્થા અન્ય ગોહિલો અશ્વારૂઢ થઇ હાથમાં ખુલ્લી તલવારો લઇ મોખરે ચાલ્યા. કિલ્લાના દરવાજા ખુલ્લા મૂકી શત્રુઓ વચ્ચેથી 'જય મુરલીધર ! જય ચામુંડા !' એવી પ્રચંડ ગર્જના કરતા નિકળ્યા. તેઓને કિલ્લા બહાર નિકળી આવેલા જોઇ રાઠોડો ત્થા ડાભીઓ ગભરાઇ ગયા. તેઓ લડાઈ માટે તૈયાર થવા લાગ્યા. એટલામાં તો ગોહિલો આગળ નિકળી ગયા.

શત્રુઓ સમજ્યા કે, ગોહિલો ખેરગઢનો કિલ્લો ખાલી કરી ખરા ક્ષત્રિયોને છાજે તેવી રીતે અરિદળ વીંધીને નિકળી ગયા. હવે

તેઓને નહિં છેડતાં તેઓ કિલ્લામાં પ્રવેશ્યા. નિર્જન સ્થિતિમાં પડેલો કિલ્લો ઉલ્ટો તેઓને ભય ઉપજાવવા લાગ્યો.

માર્ગમાં આવતાં ગામડાઓમાંથી ઘણા પ્રજાજનોએ સેજકજી સાથે કુચ કરી મજલ દર મજલ કરતાં ગોહિલો કેટલાએક દિવસે સોરઠ ધરતીમાં ઉતરી આવ્યા.

અત્યારના બોટાદથી સાત કોશ દુર જંગલમાં મુરલીધરજીનો રથ અટકયો.

"રથ અટકયો સમર થરો, સેજક પંથ સંભાળ."
"ધરા સેજક પર નામધર, પ્રથમ પડાવ પંચાળ."

એ પંચાળ ધરતીમાં ગોહિલોએ પડાવ નાંખ્યો કોઇ ન્હાનકડી નગરી જેવો તે પડાવ દિપવા લાગ્યો. સેજકજીએ આ ભૂમિ કોની છે? તે વિષે તપાસ કરી તો, તેઓ જાણી શકયા કે, સૌરાષ્ટ્રપતિ રા'કવાટના તાબાની તે ભૂમિકા છે. તેથી તેઓ એક વ્હેલી પ્રભાતે જુનાગઢ જવા નિકળ્યા.

× × ૭ × ×

સેજકજી જુનાગઢ ગયા ત્યારે તેના બન્ધુ હનૂજી નિંદ્રામાંથી જાગી ઉઠયા હતા. વડિલ બન્ધુના જવા પછી તે તેની રાવટી નજીક પડેલા એક પાષાણ પર બેસી સોરઠનું રમ્ય પ્રભાત અવલોકવા લાગ્યા. પૂર્વાકાશમાં ઉષાની લાલી વચ્ચેથી સુર્યનારાયણની સ્વારી ધીમે ધીમે આગળ વધતી આવતી હતી. નિશાના ઘોર અંધકારમાં છાવણી નજીક ઘૂમતા વાઘ, વરૂ, દીપડાદિ હિંસક પ્રાણીઓ છુપાઇ જતા. અને આખી રાત માળામાં ગોંધાઇ રહેલા પક્ષીઓ બહાર નિકળી આવી મધુર કલરવો કરી રહ્યા હતા. અરણ્યના પુષ્પ વૃક્ષો પર સુગંધપૂર્ણ પુષ્પો ખીલી ઉઠયા હતા. ને તેની સાથે સ્પર્શીને વાતો સમીર પ્રત્યેક પ્રાણીઓના અંતરમાં એક પ્રકારનો આલ્હાદ ઉપજાવતો હતો.

આવી રમણીય પ્રભાતનું અવલોકન કરતાં હનૂજી દુર દુર દ્રષ્ટીપાત કરવા લાગ્યા. એક દિશામાં એક ન્હાનકડી સરીતા દેખાઇ, તેના સુંદર તટ પર વૃક્ષોની હારમાળાઓ દીપતી હતી. તે દેદીપ્યમાન દેખાવ અવલોકવામાં તે એક ધ્યાન બની ગયા. એટલામાં બાલ રવીના કિરણોમાં તેજસ્વી શસ્ત્રો ચળકાવતા કેટલાએક અશ્વરોહિઓ આમતેમ અશ્વો ઘૂમાવતા દેખાયા. તે દેખાવ અવલોકિ તેણે કલ્પના કરી કે, "તે તરફ કોઇ શિકારીઓ હોવા જોઇએ?" હજુ તો તે કલ્પના પુરી થાય તે પહેલાં એક ન્હાનકડા પ્રાણીને તીરવેગે છાવણી તરફ દોડી આવતું દીઠું. તેની પાછળ પેલા અશ્વરોહિઓ વાયુવેગે અશ્વો દોડાવતા આવતા હતા.

એ દ્રશ્ય અવલોકી હનૂજી કંઇ વિચાર કરે તે પહેલાં પેલું પ્રાણી તિરવેગે પડાવમાં પેસી ગયું. એટલામાં તો તેની પાછળના અશ્વારોના મોઢામાંથી એક સામટો દેકારો સંભળાણો.

"ગયો...ગયો...આ કોઇનો ઉચાળો પડયો છે તેમાં આપણો શિકાર ગયો." તેઓના વાકયો પુરા થયા ન થયા ને તેઓ ગોહિલોની રાવટી આગળ ઉભા રહ્યા. હનૂજી પણ પાષાણ પરથી ઉભા થઇ ગયા. આંગતૂકોમાંથી એક તરૂણ સિવાયના તમામ સ્વારો અશ્વો પરથી ઉતરી પડયા.

હનૂજી તે સ્થળે ઉભા રહ્યા નહિં તે રાવટીમાં જઇ પેલા પ્રાણીને શોધવા લાગ્યા તો, પ્રભુજીના બાજોઠ તળે એક શશક લપાઇને બેઠો છે. પાછળ પડેલા શિકારીઓના ભયથી તેનું કલેવર થડકી રહ્યું છે. હનૂજીનો પગરવ સાંભળી તેણે કાન માંડયા, પરન્તુ રાવટીમાંથી ન્હાસી છુટવા જેટલી હવે તેનામાં હિમ્મત ન્હોતી. હનૂજીએ હળવે હળવે તેની પાસે જઇ તેને ઉંચકી લીધો. સસલો ભયથી તરફડી ઉઠયો.

"બાપુ! બ્હીશમાં હો?" કહીને તેણે તે અબોલ પ્રાણીને

પોતાની છાતી સાથે ચાંપી દીધો. એટલામાં બહારથી એક સામટો ચોકાર સંભળાણો.

"અલ્યા, કોનો છે આ પડાવ ? જે હો તે જટ બહાર નિકળો." સાંભળી સસલાને એમનો એમ હૈયા સરસો ચાંપી રાખી હનૂજી બહાર નિકળ્યા.

"ઈ...જ...ઇ...જ આપણો શિકાર" સ્વારોએ દેકારો મચાવ્યો. અશ્વ ઉપર બેસી રહેલા રાજકુંવર જેવા રૂપાળા તરૂણે રૂવાબદાર ઢબે કહ્યું.

"એ ભાઇ ! અમારો શિકાર સોંપી દે..."

"કેવા છો ?" હનૂજીએ અશ્વારોને પૂછ્યું.

"રાજપૂતો છીએ." સામો પ્રત્યુત્તર મળ્યો.

"ખોટી વાત રાજપૂતના દિકરાના મોઢામાં આવા વેણુ ન હોય."

"આવા આકરા વેણુ કાઢ છ ?" તરૂણે હનૂજી તરફ ભ્રૂકુટી ખેંચી.

"રાજપૂતના દિકરા થઇ રાજપૂતના શરણાગતની માંગણી કરો છો ? પછી કેવા વેણુ કાઢું. રાજપૂત હોવા છતાં એટલું યે જાણતા નથી."

"સિંહ મૂછ ભોરીંગમણી, શુરાના શરણાત."
"કરપણુધન મૂછકેસરી, મૂએ જાય પર હાથ."

"એ ભાઇ ! તારી રાજપૂતાઇ બીજે દેખાડજે. કોની સામે વાત કરી રીયો છ ! જાણુ છ ? આ જુનાણાના પાટવી કુંવર મહિપાળદેવ નવખંડ ધરતીમાં વખણાય છે તે."

"કંડ દામો ને મેપ કુંવર, ગર વંકી ગિરનાર,"
"ચુડારા ધર ચાર, અવર ધર એકે નહિ."

"સોરઠનો કુંવર તો શું. દિલ્હીનો શાહજાદો આવીને જો આ

સસલો માગે તો ન આપું. રાજપૂતના શરણાગત ઉપર બીજાનો હાથ ક્યારે અડે ? જ્યારે ધડ અને માથા નોખા પડે ત્યારે. જ્યાં લગી ભેગા છે. ત્યાં લગી આ સસલો મેળવવાની આશા રાખશો માં." હનૂજીએ ચોકખે ચોકખો જવાબ સંભળાવી દીધો.

એનો આવો ઉદ્ધત જવાબ સાંભળી સોરઠનો યુવરાજ કોપ્યો. તેણે તેના સાથીદારોને કહ્યું. "શું, જોઈ રહ્યા છો ? આપણી ભૂમિમાં આવી આપણને ડરાવનાર એ કોણ ?"

યુવરાજનો હુકમ મળતાં તેના સાથીઓ લડવા તૈયાર થયા. વડચડ સાંભળીને ગોહિલો પણ તે ઠેકાણે એકઠા થઇ ગયા હતા. હનૂજીએ તેઓને હાકલ દીધી.

"ભાઇઓ ! તૂટી પડો. આપણા ખોળીઆમાં જીવ હોય ત્યાં લગી આપણા શરણાગત ઉપર તેઓનો હાથ ન હોય."

ગોહિલો તલવારો તાણી ચૂડા સમ્માઓ સામે મંડાણા. ઘડીભર તુમૂલ યુદ્ધ ચાલ્યું. ઉભયપક્ષના થોડા યોદ્ધાઓ મરાણા. જુનાગઢી સૈનિકોમાંથી થોડા ઘાયલ થઇ ન્હાસી છુટયા. યુવરાજ ગોહિલોના હાથમાં જીવતો સપડાયો.

હનૂજીએ કેદ પકડાયેલા કુમારને સેજકજી પાછા આવે ત્યાં સુધી પડાવમાં રાખવાનો નિશ્ચય કરી માનપૂર્વક એક રાવટીમાં રાખ્યો.

× × ૮ × ×

પ્રભાત સમયે સોરઠનો નાથ રા'કવાટ જુનાણાની રાજસભામાં બેઠો છે. સુર્ય ફરતાં ન્હાના મોટા ગૃહો ચમકે તેમ તેની ફરતા સામંતો અને સરદારો શોભી રહ્યા છે. તેવામાં દ્વારપાળે આવી રા'ને વર્ધી સંભળાવી કે.

"અન્નદાતા ! કોઇ મારવાડી સરદાર આપને મળવા આવેલ છે."

"આવવા દે." કવાટે રજા આપી દ્વારપાળ મસ્તક ઝુકાવી ગયો. તે પછી થોડીવારે એક પુરૂષે કચેરીમાં પ્રવેશ કર્યો.

રા' ત્થા રાજસભામાં બેઠેલા પૂરૂષો આંગતુક પુરૂષના રૂવાબ તરફ મીટ માંડી રહ્યા. આભમાંથી કોઇ વીર યોદ્ધો કચેરીમાં ઉતરી આવ્યો હોય એવો એનો દેખાવ હતો. વિશાળ ભાલ, તેજસ્વી મૂદ્રા, દયા, ક્ષમા, પ્રેમ, શૌર્ય, સાહસ, અને નિડરતાના ભાવોથી ચમકતી ચક્ષૂઓ, પહોળી છાતી, અજાન બાહુઓ, એવા આકર્શક તેમ જ સપ્રમાણ અવયવોથી શોભતા પૂરૂષને કોઇ મહારાજા ધારી રા'એ સિંહાસન ઉપરથી ઉતરી પડી તેનો જમણો હાથ પકડી રાજ્યાસન ઉપર પોતાની બાજુમાં બેસારી દીધો.

"આપ ક્યાંથી પધારો છો ?" રા'એ પૂછ્યું.

"મારવાડમાંથી, ખેરગઢનો ઠાકોર સેજકજી ગોહિલ હું પોતે જ."

"શું, આપ પોતે જ સેજકજી!" રા'એ આશ્ચર્ય દર્શાવતા પૂછ્યું.

"જી...હા. પરન્તુ હવે હું ખેરગઢનો ઠાકોર રહ્યો નથી, રાઠોડ ત્થા ડાભીઓનો હલ્લો થવાથી હું મારી જાગીર મૂકી મારા કબીલા સાથે મરૂભૂમિનો સદાને માટે ત્યાગ કરીને નિકળી આવ્યો છું."

"હવે કયાં જવાનો ઇરાદો છે ?" રા'એ આતૂરતાથી પૂછ્યું.

"જયાં ભાગ્યદેવી લઇ જાય ત્યાં. જો આપના રાજ્યમાં મને આશ્રય મળતો હોય તો, અન્ય સ્થળે જવાની મારી ઇચ્છા નથી." સેજકજીએ રાજસભામાં આવવાનું કારણ દર્શાવી દીધું.

ઝવેરી જેમ મૂલ્યવાન રત્નોની પરિક્ષા કરી પોતાનું કરવા લલચાય તેમ તે જમાનાના રાજાઓ વીરપૂરૂષોને પરખી પોતાના કરી લેવા લલચાતા. કવાટે સેજકજીના શૌર્ય સાહસની અનેક વાતો સાંભળી હતી. તેથી ગમે તે ભોગે તેને પોતાના રાજ્યમાં રાખી લેવા તૈયાર થયો. તેણે એઘડી વિચાર કરી સેજકજીને પૂછ્યું.

"તમો મારી સેવામાં રહેશો ? હું તમોને બાર ગામનો પટ્ટો કરી આપું."

"હા." સેજકજીએ રા'ની વાત સહર્ષ સ્વીકારી લીધી, એટલે રા'એ કારભારીને બાર ગામનો પટ્ટો લખવાની આજ્ઞા આપી, કચેરી બરખાસ્ત થઈ, એટલે રા', સેજકજીને દરબાર ગઢમાં તેડી ગયા. ઉભયે મિત્રભાવે સાથે ભોજન કર્યું. ભોજનથી નિવૃત થઇ વાર્તાવિનોદ કરતાં બેઠા હતા. તેવામાં કારભારી પટ્ટો લઈ આવ્યો ને તેમાં સહી કરી આપવા રા'ને વિનંતી કરી. રા' કલમ ઉપાડી પટ્ટામાં સહી કરવા જાય છે એટલામાં ખેંગાર કુમાર સાથે શિકારમાં ગયેલ ત્રણચાર સેવકો લોહિલોહાણ સ્થિતિમાં તે સ્થળે આવી પોકાર પાડવા લાગ્યા.

"મહારાજ! કોઈ મારવાડી રાજપૂતોએ ખેંગાર કુમારને ઠાર કર્યાં." એમ કહેતાં એક સેવકે બનેલી સર્વ બીના રા'ને વિસ્તારપૂર્વક કહી સંભળાવી.

સાંભળીને સેજકજીના મૂખ ઉપર શોક પ્રસરી ગયો. પરન્તુ રા'ની એક પણ રેખા બદલી નહિં. તેણે "ઠીક" કહી પટ્ટા પર સહી કરી સેજક તરફ લંબાવ્યો.

"મહારાજ! હવે હું આ પટ્ટાનો સ્વીકાર કરી શકતો નથી."

"કારણ?" રા'એ પૂછ્યું.

"આપના કુમારને સંહારનાર મારવાડી રાજપૂતો તે મારા ભાઈઓ છે."

"એમાં શું? ધર્મને નામે ક્ષત્રિયો લડતા આવ્યા છે. તમારા બન્ધૂઓએ ધર્મને ખાતર મારા કુમારને માર્યો એ માટે હું તેઓને ધન્યવાદ આપું છું."

રા'ના આવા વાકયો સાંભળી સેજકજી તેના ચરણોમાં ઢળી પડતાં બોલ્યા. "જુનાણાના ધણી! મુરલીધરજીની અમારા ઉપર દયા ઉતરી કે અમે દેવભોમકા સોરઠના દર્શન કરી શકયા. સ્વાર્થ

માટે છળ કપટ ને વિશ્વાસઘાત કરનાર મરૂ ભૂમિ ક્યાં? ને ધર્મ તૂલનામાં પુત્રને તૂચ્છ સમજનાર આ સૌરાષ્ટ્ર ક્યાં?"

રા' કવાટ સેજકજીને સાથે લઇ તેઓને પડાવે ગયા ત્યાં ખેંગાર કુમારને જીવતો જોઈ તે તથા સેજકજી બહુ ખુશી થયા. સેજકજીએ હર્ષાવેશમાં આવી રા'ને કહ્યું.

"સોરઠ પતિ! મારે એક કુંવરી છે. તે ખેંગાર કુમારને દઈ ચૂકયો." રા'એ સેજકજીની માંગણીનો સ્વીકાર કર્યો. એટલે એ વખતે જ શ્રીફળ અર્પણ થયું. ગોહિલો સાથે સબંધ જોડી રા' ખેંગાર કુમાર સહિત જુનાગઢ ગયા.

તે પછી થોડા દિવસમાં યુવરાજ ખેંગાર તથા સેજકજીના કુંવરી શ્રી વાલમ કુંવરબાના લગ્ન અતિ ધામધૂમથી થયા.

જે સ્થળે શ્રી મુરલીધરજીનો રથ અટકયો હતો તે સ્થળે સેજકજીએ સેજકપુર નામે નગર વસાવ્યું. ને તે નગરમાં રહી પોતે સુખપૂર્વક રાજ્ય શાસન ચલાવવા લાગ્યા.

---

## ૨

# " દેપાળદે. ગોહિલ "

જેઠ મહિનાના ધોમ તડકા પડતા હતા. એક દી' મધ્યાન કાળે આભમાંથી જાણે અંગારા વરસતા હતા. એવી વેળાએ એક ગામડાની સીમમાં એક ખેડુત વિચિત્ર રીતે તેનું ખેતર ખેડતો હતો. વિચિત્ર રીતે કેમ ? હળની એક ધૂંસરીએ બળદ અને બીજી ધૂંસરીએ એક સ્ત્રી જુતી હતી. એક પુરૂષ મોઢામાં આંગળી નાંખીને કદી નહિં જોયેલી એવી ખેડ જોતો ઉભો હતો. તેની પાછળ એક બીજો પુરૂષ હાથમાં બે ઘોડાઓની વાઘો પકડીને ઉભો હતો.

' આ આદમી કેવા ક્રુર સ્વભાવનો ? પુરૂષ સમાજ જે સ્ત્રીને જગતની શક્તિ, સૌન્દર્યની સીમા, વાત્સલ્યની પ્રતિમા, તેમજ વિવેક, નમ્રતા, ધર્મ, કર્મ આદી ગુણોની ખાણ ગણે છે. તે સ્ત્રીને આ કૃષીકાર એક પશુની પેઠે હળે શા માટે જોડતો હશે ?' આશ્ચર્ય પામતા પૂરૂષે મનોગત વિચાર્યું. તેણે આગળ વધીને ખેડુતને પૂછ્યું.

" કોણ છે તું ? "

" એક ચારણ છું. " ખેડુતે હળ ઉભું રાખીને ઉત્તર આપ્યો.

" આ સ્ત્રી કોણ છે ? "

" મારી ઘરવાળી છે. તારે કેમ પુછ્યું પડયું ? " હળ ખોટી

કર્યું એ માટે ચીડાતો એ ચારણ ખેડુત તાડુકી ઉઠયો.

"હું એમ પુછું છું કે તેને તમે હળે કેમ જોડી?"

"દયા આવે છે કેમ?" ચારણે અજાણ્યા આદમી સામે મોઢું મચકાવતા પૂછયું.

"એક સ્ત્રીને બદળ પેઠે હળે જુતેલી જોઈ કોને દયા ન આવે? છોડી દયો એને."

"એ દયાળુની પુંછડી! જો દયા આવતી હોય તો તેને બદલે તું હળે જુતીજા, એટલે ચારણીયાણીને પોરો દઉં." ચારણે જણાવ્યું.

"બીજો બળદ નથી?"

"હોય તો કોઇ ઘરની બાઈડીને હળે થોડી જ જોડે? બરાબર મોસમ ઉપર બળદ મરી ગયો. બીજો બળદ લેવા પૈસા નથી. એટલે મારી આ ઘરવાળી રાજીખુશીથી હળે જુતી છે. જો ન જુતે તો આખું વરસ ખાય શું?" ચારણે સત્ય બીના સમજાવી.

હવે પેલા પૂરૂષને સઘળી બીના સમજાઇ તેને ચારણના કૃત્ય માટે તિરસ્કારને બદલે હવે કરૂણા ઉપજી. તેણે તેના સાથીદારના કાનમાં કંઇ કહ્યું. એટલે તે એક અશ્વને તે સ્થળે બાંધી બીજા અશ્વ પર આરૂઢ થઈ ત્યાંથી ચાલતો થયો ને પૂરૂષ મરકતે મૂખડે હળ આગળ જઈ બોલ્યો.

"લ્યો દેવ! મને હળે જોડોને જોગમાયાને બે ઘડી પોરો દયો."

ચારણે તુરત જ ચારણીયાણીને છુટી કરી, પૂરૂષે કોમળ કાંધે ઘૂંસરી ધરી હળ ખેંચવા માંડયું. પળ બે પળમાં પાછળથી બૂમ સંભળાઇ. "ઠાકોર! આ બળદ."

ને ગયેલો ઘોડેસ્વાર એક ખેડુત પાસે બળદ દોરાવી તે સ્થળે

આવી પહોંચ્યો. એ બળદ પેલા ચારણને આપતા હળે જુતેલ પૂરૂષે કહ્યું.

" લ્યો દેવ ! આ બળદ હવે ચારણીયાણીને કોઈ દી' હળે જોડશો મા. "

" આ કોણ હુકમ દે છે, ખબર છે ? ઠાકોર દેપાળદે. " પેલા દયાળુ પૂરૂષના સાથીદારે ચારણને જણાવ્યું.

ચારણ ચમકયો. " કોણ દરબાર દેપાળદે ? " પોતાનો ધણી ! તે પાઘડી ઉતારી માફી માંગતો બોલ્યો.

વડાને વકાર ન હોય, લગાર ગોહેલપત,
દિલ સાયર સમો દાતાર, દેખ્યો મેં દેપાળદે.

ચારણની ઘૂંસરીએ જુતનાર તેને બળદ મંગાવી આપનાર પૂરૂષ સેજકજીના બન્ધૂ દેપાળદે હતા. તેઓને પાળીયાદ ગામ ગિરાસમાં મળેલ હોય, તે ગામે રહેતા આજ મધ્યાન કાળે તે મૃગ્યા રમી પાછા ફરતા હતા. તેણે ચારણ પ્રત્યે આવી અનૂપમ સહનશિલતા દર્શાવી. ચારણનો સોરઠો સાંભળી મૂખ મરકાવી દેપાળદે સાથેના સેવક સાથે ત્યાંથી ચાલતા થયા.

\+ × ૨ × ×

ચારણે તેના ખેતરમાં કપાસનું વાવેતર કર્યું. ચોમાસું સારૂં વરસ્યું. કપાસ ખૂબ ખિલ્યો. મોસમ આવી ખીલેલો કપાસ ચારણે વેડાવી લીધો. માત્ર ચાર પાંચ સાંઠીઓ પર જીંડવા બેઠા હતા. ચારણ નિત્ય પ્રભાતે ખેતરને શેઢે ઉભો રહીને તે સાંઠીઓ સામે નિહાળી મનમાં બરબડે છે.

" ઓલ્યા રાજાના પગ કોણ જાણે કેવાય ભારે કે એની ખેડેલ જમીનમાં કપાસ પાકયો જ નહિં હવે આ સાંઠીઓ ખેંચી લઉં ? કે એના પગલાનો પ્રભાવ જોવો મટે. "

એમ બોલી એણે સાંઠીઓ ખેંચી લીધી. ઘરે લઇ જઇ પેલા જીંડવામાં કપાસીઆ છે કે નહિં ? તે જોવા તેણે એક જીંડવું તોડયું તો અંદરથી સાચા મોતી નિકળી પડયા. તે જોઇ ચારણ ભાન ભૂલી ગયો. સઘળા જીંડવા ફોડી નિકળ્યા તેટલા મોતી લઇ પાળીયાદ પહોંચ્યો. દેપાળદેના પગમાં તે મોતી મૂકી બોલ્યો કે—

" જો જાણ્યો હોત જડધાર, નવલખ મોતી નિપજે "
" તો વવરાવત વડવાર, દી બધો દેપાળદે. "

( હે જટ્ટાધારી મહાદેવ જેવા પૂરૂષ ! જે વખતે તેં મારી હળની ધૂંસરી ધારી તે વખતે જાણ્યું હોત કે તારી ખેડેલ જમીન માંથી સાચા મોતી પાકશે તો આખો દિવસ તારી પાસે ખેતર ખેડાવ્યા કરત. )

દેપાળદેએ નિરાભિમાની પણે જણાવ્યું " ચારણ દેવ ! એ શક્તિ મારી નહિં પ્રજા પ્રેમની છે. "

૩

# " ખસીયા "

સેજકજીને છ બન્ધૂઓ હતા. દેપાળદે, હનૂજી, જોધાજી, વિસાજી, માનસિંહજી, અને દુદાજી. તેઓને નીચે મૂજબ જાગીરો મળી હતી.

દેપાળદેને પાળીયાદ, હનૂજીને બગડ, જોધાજી ને જમરાળા, માનસિંહજીને ટાટમ, દુદાજીને તુરખા અને છઠ્ઠા વિસાજી રાજપૂત જાતિમાંથી બહિષ્કાર પામ્યા હતા. કહેવાય છે કે.

એક વખત સેજકજી સાતે ભાઇઓ સાથે શિકારમાંથી પાછા ફરતા હતા. એક ગામને પાદરેથી તેઓ પસાર થતા હતા. તે વખતે વિસાજી ગામના પનઘટ પર પાણી ભરવા આવેલી એક કુમારીકા પર મોહ પામ્યા. કુમારીકા તેના પ્રત્યે મોહિત થઈ. તેની સાથે વાત કરવાની ઇચ્છાએ વિસાજીએ પાણી પીવાને બ્હાને અશ્વ થંભાવ્યો. કુમારીકાને કહ્યું.

" થોડું પાણી પાશો ? "

" ક્યોને! કોણે ના પાડી ? " કહીને એ રૂપાળી બાળાએ વિસાજીને પાણી પાયું. પાણી પીધા પછી વિસાજીને ભાન થયું આ કુમારિકા કઈ જ્ઞાતિની હશે ? તેણે પૂછ્યું.

" કઈ જ્ઞાતે છો ? "

"કોળી." બાળાએ જણાવ્યું.

"અરરર...ગજબ થયો...હું વટલ્યો. "જોઇતું હતું ને વૈદે કહ્યું." એવો પ્રકાર વિસાજીને માટે બન્યો. એ યુગના ક્ષત્રિય વીરો પરદારા પ્રત્યે નજર કરતા નહિં જો કોઇ કન્યા પ્રત્યે મોહિત થતાં તો, તેની સાથે શાસ્ત્રોક્ત લગ્ન કરી લેતા. વિસાજીએ ઉક્ત બાળા પ્રત્યે મોહ પામી એજ નિરધાર કર્યો.

વિસાજી પાછળ રોકાઇ રહ્યા એટલે સેજકજી વિગેરે પાછા ફર્યા. તેને ચાલવા કહ્યું. એટલે વિસાજીએ જણાવ્યું.

"આપ સુખેથી પધારો. આ શુદ્ર જાતીની કન્યાના માટલાનું પાણી પીને હું વટલ્યો. હવે તમારી સાથે ઘરે આવવાને લાયક રહ્યો નથી."

"ભલે વટલ્યો! તારી શુદ્ધિ કરાવીશું." સેજકજીએ આગ્રહ કર્યો. પરન્તુ વિસાજીનો નિશ્ચય ફર્યો નહિં. સેજકજીએ સઘળો પ્રકાર જાણી લઇ જે કન્યા પર વિસાજી મોહ પામ્યા હતા તે કન્યાના પિતાને બોલાવી સઘળી બીના સમજાવી. કોળી ઠાકરડા એ વિસાજી સાથે તેની પૂત્રિ રાજીખુશીથી પરણાવી. જે ગામે વિસાજીના લગ્ન થયાં તે ગામનું નામ ખસ. સેજકજીએ તે ગામ વિસાજીને જાગીરમાં આપ્યું. શુદ્ર જાતિની પત્નિથી વિસાજી ગોહિલની જે સંતતિ થઇ તે ખસ ગામ ઉપરથી ખસીયા જાતી તરીકે આળખાઇ.

આ જાતીમાં અનેક વીર પૂરૂષો પાકયા છે. ભાવનગર રાજ્યમાં હજુ પણ ખસીયા ગીરાસદારો જોવામાં આવે છે.

---

૪

# "રણધીર રાણાજી"

સેજકજી ગોહિલને રા' તરફથી માત્રબાર જ ગામો પ્રાપ્ત થયાં હતાં છતાં તલ્વાર બળથી તેણે ખાંટ, કોળી, ભીલ વિગેરે લુંટારાઓને હરાવી તેઓના સેંકડો ગામો જીતી લીધા હતા. એ નર કેશરીએ સૌરાષ્ટ્રમાં ગોહિલ રાજ્યની સ્થાપના કર્યા પછી ચાલીશ વર્ષ જીવીને ઇ. સ. ૧૨૯૦માં ઇહ લોકનો ત્યાગ કર્યો. તેને ત્રણ કુમારો હતા. રાણાજી, સારંગજી, અને શાહજી. સારંગજીને અર્થિલા ચોવીશી અને શાહજીને માંડવી ચોવીશીની જાગીરો મળી. અને રાણાજીએ ભાદર અને ગોમાના સંગમ ઉપર પોતાના નામ ઉપરથી રાણપુરનો કિલ્લો બંધાવી રાજ ચલાવવા માંડયું.

રાણાજીના વખતમાં તળાજાની ગાદીએ એભલવાળો ત્રીજો રાજ્ય કરતો હતો. વળા નગર તેના અધિકારમાં હતું. *

* વળા નજીક પ્રસિદ્ધ વલ્લભીપુર શહેર હતું. તે રામચંદ્રજીની ૫૭મી પેઢીએ થઈ ગએલા સુમિત્રના પૌત્ર વલ્લભસેને વસાવ્યું હતું. તેના નામ પરથી રામચંદ્રજીનો સુર્યવંશ વલ્લભીવંશ તરીકે ઓળખાયો. તે વંશના સાતમા શિલાદિત્યના વખતમાં વલ્લભીપુરનો અંત આવ્યો. વલ્લભીવંશની એક શાખા વાળા રજપૂત તરીકે પ્રસિદ્ધ થઈ, વલ્લભીપુર નજીક વળાનગર વસાવી રહી. પાછળથી વાળાઓનું પાટનગર તળાજા થયું. પરન્તુ એભલ ત્રીજો વધારે વખત વળામાં રહેતો.

વળાના વાલ્યમ બ્રાહ્મણોએ તેના યજમાનો પાસેથી કન્યાના લગ્ન વખતે લેવાતી દક્ષીણા વધારી દીધી તેથી સોળસો યુવાન કન્યાઓ કુંવારી બેઠી હતી. તેના માતાપિતાઓએ એભલવાળાને વિનંતી કરી કે

"મહારાજ ! ગોર દેવતાઓની લોભ વૃતિને લીધે અમારી કન્યાઓના કન્યાકાળ વીતિ જાય છે. તો કરૂણા કરી આપ કન્યાદાન અપાવી દયો."

એભલવાળાએ તળાજે જઇ એભલમંડપ તૈયાર કરાવ્યો. અને છુપી રીતે વળાથી સઘળા વર કન્યાઓને તળાજે બોલાવી એકીસાથે બીજા બ્રાહ્મણોને હાથે તમામને પરણાવી દીધા. તેથી કહેવાય છે કે.

"અણકલ ત્રીજા એભલે, સાવળ સંકટ સોડ;"
"દીયો તળાજા ડુંગરે, કન્યાદાન કરોડ."

જ્યારે આ વાત બ્રાહ્મણોના જાણવામાં આવી ત્યારે, તેઓ ક્રોધે ભરાઈ રાજસભામાં જઇ એભલને શ્રાપો દેવા લાગ્યા. તેથી રાજાના ભિલ સેવકો ઉશ્કેરાયા તેઓએ બ્રાહ્મણો પર હથીયારો ચલાવ્યા. વળાની રાજસભા બ્રાહ્મણોના રૂધિરથી ભ્રષ્ટ થઇ. બ્રાહ્મણો વળાનું પાણી હરામ કરી ન્હાસી છુટયા. કેટલાએક ધંધુકે ગયા ને કેટલાએક રાણપુર પહોંચ્યા. તેઓએ રાણાજી ગોહિલને વિનંતી કરી કે.

"મહારાજ ! વળાનો રાજા એભલવાળો મહાઅધર્મી છે. તેણે બ્રહ્મ હત્યાઓ કરાવો માટે આપ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળનું બિરદ રક્ષવા અમારી વ્હારે ધાઓ."

રાણાજી ગોહિલે વાલ્યમ બ્રાહ્મણોની ફરીઆદ સાંભળી વળા ઉપર ચડાઇ કરી. ધંધુકાનો કોળી ઠાકોર ધનમેર તેની મદદે ગયો વળા બહાર દારૂણ સંગ્રામ થયો તે યુદ્ધમાં એભલ મરાયો. તેનો

પાળીઓ હાલ જુના વલ્લભીપુરમાં છે.*

એભલવાળાને મારી રાણાજીએ વળા તથા તળાજાના કિલ્લાઓ જીતી લીધા.

× × ૨ × ×

રાણાજી ગોહિલના વખતમાં દિલ્હીશ્વર અલ્લાઉદ્દીન ખિલજીએ મહમદ ખિલજી નામના એક સરદારને મોટું લશ્કર આપી ગુજરાત ઉપર મોકલ્યો હતો. મહમદે સોમનાથ પર હલ્લો કર્યો. જુનાગઢના રા' જયસિંહે તેની સામે ભારે ટક્કર ઝીલી છતાં તેનો પરાજય થયો. વિજય મેળવીને મહમદ આગળ વધ્યો. પંચાળમાં પ્રવેશ કરીને તે રાણપુરની દિશામાં વળ્યો.

આ વખતે રાણાજી પૂર્ણ પ્રબળતા પ્રાપ્ત કરી નિર્ભયતાપૂર્વક રાણપુરના રાજભુવનમાં રંગરાગ ભર્યું જીવન વીતાવી રહ્યા હતા. એ રંગીલા રાજાને ચોર્યાશી રાણીઓ હતી. જે વેળાએ મહમદની ફોજ રાણપુર તરફ ધસી આવતી હતી તે વેળાએ એ રસઘેલો રાજવી રાજભુવનમાં ચોપાટ રમવામાં તમન્ય બની રહ્યો હતો. તેની પાસે એક પછી એક કાસદો આવી સમાચાર આપવા લાગ્યા કે.

* રણમાં પ્રાણ અર્પણ કરનાર વીરપુરુષોના નામનો રણ સગો કિંવા પાળીઓ બેસારવામાં આવે છે. પાષાણ ઉપર કલ્પીત ઘોડેસ્વારની મૂર્તિ કોતરેલી હોય છે. તેનું નામ પાળીઓ; તેની સ્થાપના પૂર્વ મુખે કરવામાં આવે છે. એભલનો પાળીઓ પશ્ચિમ મુખે જોવામાં આવે છે. કહેવાય છે કે એભલ તેના પૂર્વજોની પેઠે સૂર્યોપાસક હતો. રણભૂમિમાં જતી વખતે તે સૂર્યને કહેતો ગયો કે, હું રણમાંથી પાછો ન ફરૂં ત્યાંસુધી અસ્ત થતો નહિં. પરન્તુ સાયંકાળે સૂર્ય અસ્તાચળે ઉતરી ગયો તેથી એભલ હિમ્મત હાર્યો ને માર્યો ગયો. જ્યારે તેના વંશજોએ તેના નામનો પાળીઓ બેસાર્યો ત્યારે તે સૂર્યથી મુખ ફેરવી ગયો. પહેલાં પૂર્વ, પશ્ચિમ ફર્યો કરતો અત્યારે એ ચમત્કાર નથી.

"મહારાજ! મુસલમાનોની વિશાળ ફોજ રાણપુર તરફ ચાલી આવે છે." ચોપાટમાં મશગૂલ બનેલ રાજા જવાબ સંભળાવે છે.

"આવવા દો ભલે આવે."

દીલ્હીની ફોજ દરીયાના મોજાની માફક ચાલી આવે છે છતાં રાણાજી રાજમહેલ બહાર નિકળતા નથી. એ સમાચાર એક ચારણના જાણવામાં આવતાં તેણે રાજમહેલમાં જઇ રાણાજીને કહ્યું કે.

"રાણા રમત્યું મેલ, કટક આવ્યા કનડા લગી;"
"હવે ખેલ ખાંડાના ખેલ, શુરા સૂત સેજકરા."

ચારણના આવા વેણ સાંભળતાં સાથે જ રાણાજી પાસા ફેંકીને ઉઠયા. સોળે પ્રકારના શસ્ત્રો બાંધી રાજભુવન બહાર નિકળવા જાય છે એટલામાં પટરાણીએ સ્હામે આવી હાથ જોડી પૂછ્યું.

"નાથ કઇ રીતે અમારે આપની કુશળતા જાણવી?"

"તમારી નજરે જ્યાં સુધી મારૂં નિશાન ફરકતું દેખાય ત્યાં સુધી મને કુશળ જાણજો, જ્યારે નિશાન દેખાતું બંધ થાય ત્યારે જાણવું કે હું જગતમાં નથી."

એમ કહીને રાણાજી રાણીવાસ બહાર નિકળ્યા હતી એટલી ફોજ લઇ આવતા અરિદળ સ્હામે કુચ કરી.

× × ૩ × ×

રાણપુરથી ત્રણ ચાર કોશ પર મહમદ ખિલજીના લશ્કર સાથે રાણાજીનો ભેટો થયો. ઉભય દળો વચ્ચે ભારે સંગ્રામ મચ્યો. સાત કલાકના ભિષણ યુદ્ધમાં રણધીર રાણાજીએ દિલ્હીશ્વરના લશ્કરને વિખેરી નાંખ્યું. રાજપૂતોના પ્રચંડ પરાક્રમ આગળ મુસલમાન સૈનિકો ટકી શકયા નહિ. તેઓ ન્હાસી છુટયા. મહમદ પોતે પણ પલાયન કરી ગયો. રાણાજીનો સમ્પૂર્ણ વિજય થયો. રાજપૂત વીરોએ આનંદા વેષમાં આવી જઈ પ્રચંડ રણઘોષ કર્યા.

"ગોહિલ વીર રાણાજીનો જય!"

વિજય મદમાં ડોલતું રાણાજીનું સૈન્ય રાણપુર તરફ પાછું ફર્યું. માર્ગમાં એક વાવ્ય આવી. તે સ્થળે સઘળા અશ્વારો જળપાન કરવા ઉતર્યા. વિજય હર્ષમાં ઘેલો બનેલો નિશાનદાર 'કોઇ સ્થળે નિશાન નહિ નમાવવાની' રાણાજીએ ફરમાવેલી આજ્ઞા વિસરી. નિશાન પૃથ્વી પર મૂકી. જળપાન કરવા લાગ્યો.

ઉપરોક્ત દેખાવ અવલોકી રાણાજીના હૃદયમાં ફાળપડી. તેણે નિશાનદારને પૂછ્યું. "મારી મનાઇ હોવા છતાં નિશાન પૃથ્વી પર કેમ મૂક્યું?"

હવે જ નિશાનદારને રાજાની આજ્ઞાનું ભાન થયું તે ભયથી કંપતો કહેવા લાગ્યો કે. "મહારાજ! મને ક્ષમા કરો વિજયાનંદમાં હું આપની આજ્ઞા ભૂલી ગયો."

રાણાજીએ નિશાનદારને કંઈ નહિં કહેતાં તેના પાણીદાર અશ્વને રાણપુર તરફ દોડાવી મૂકયો.

× × × × ×

રાણપુરના કિલ્લાની દિવાલ પાસે રાણીવાસ હતો. આકાશની વાદળીઓને આંબી લેવાની હોડય આદરતી હોય એવી ઉંચી અગાસી ઉપર રાણાજીની ચોર્યાશીએ રાણીઓ ટોળે વળી ઉભી હતી. થોડીવારે શુરવીર સ્વામીની ફોજ શત્રુસેના સાથે આફળી વિજળી પેઠે શસ્ત્રો ઉછળતાં દેખાયાં. અને વીરોના ઝાંખા આકારો રણમાં ઘુમવા લાગ્યા. તપસ્વી પ્રભુ ધ્યાનમાં એકાગ્ર થઇ જાય તેમ તે સઘળી દુરદુર રણભૂમિમાં ફરકતા રાજ્ય નિશાન તરફ એક ધ્યાન થઇ રહી હતી.

ઘણીવારે તેણીઓની નજરે શત્રુઓની ફોજ ન્હાસી જતી દેખાઇ રણમાં વિજય મેળવીને રણધીર પતિરાજ પાટનગર પ્રતિ

પાછા ફરતા હોય તેવો ભાસ થયો. તમામના હૈયામાં ભારે હર્ષ ઉભરાઈ રહ્યો. એટલામાં એકાએક રાજ્ય ધ્વજ અદશ્ય થઈ ગયો.

“હવે શું કરવું?” સઘળી રાણીઓ વિમાસવા લાગી. પતિને આપેલ વચન પ્રમાણે નિશાન અદૃશ્ય થતાં સાથે જ સઘળી રાણીઓ જીવન વીસર્જન કરવા સજ્જ થઇ. ભરથાર જીવતા છે. નિશાન કોઈ અન્ય કારણે અદૃશ્ય થયું છે. તે જાણવા છતાં પતિને આપેલ વચનનું પાલન કરવા ખાતર તમામે મરી ફીટવાનો દૃઢ નિશ્ચય કર્યો.

“જય અંબે! જય ભવાની!” એવો કારમો પોકાર કરતી અગાસી નીચે એક વિશાળ વાવ્ય હતી તેમાં એક પછી એક ચોર્યાશીએ રાણીઓ કુદી પડી.

એ બનાવ બન્યા પછી થોડીવારે રાણાજીએ મારતે ઘોડે કિલ્લામાં પ્રવેશ કર્યો. રાણીવાસમાં જઇ જુએ છે તો ચોર્યાસીએ રાણીઓના શબો વાવ્યની સપાટી પર તરી રહ્યા હતા. રૂપ, પ્રેમ, લાવણ્ય, કોમળતા, અને આનંદ એ સર્વસ્વનો નાશ થઇ ચૂકયો હતો.

એ ભયંકર દૃશ્ય અવલોકી રાણાજી સજ્જડ બની ગયા. જેને વિજયની વધામણી સંભળાવી પ્રસન્ન બનાવવાની ઇચ્છા હતી, જેના સહવાસમાં આનંદ સમાયો હતો. તેનો નાશ થવાથી તે અત્યંત હતાશ બની ગયા. તેની નજરે અખિલ વિશ્વ પ્રલય કાળ પછીના માનવી જેવું ભાસવા લાગ્યું. એટલામાં એક સેવકે આવી સમાચાર કહ્યા.

“અન્નદાતા! ન્હાસી છુટેલા મૂસલમાનો પાછા એકઠા થઈ છેક આપણા ગામના પાદર સુધી આવી પહોંચ્યા છે.”

એ સમાચાર સાંભળીને તેણે વિકટ હાસ્ય કર્યું. જનાનખાનાના સેવકોને રાણીના મૃત દેહોને અંતિમ સંસ્કારે પહોંચાડવાની આજ્ઞા આપી. તમામ દેહો ખાખ થયા પછી તે છુટકારાનો શ્વાસ ખેંચતા દરબારગઢ બહાર નિકળ્યા.

દરબારગઢ બહાર નિકળી એક શિવાલયમાં જઇ રણધીર રાણાએ મહાદેવજીનું એકચિત્તે પુજન કરી વીધિપૂર્વક કમળપુજા કરી. સ્વહસ્તે મસ્તક ઉતારી મહાદેવજી સમક્ષ ધરી દીધું. અને ધડ ?

ધડ હાથમાં તલવાર પકડી શિવાલય બહાર નિકળી દુશ્મનોના દળ તરફ ધાયું. શિવાલયમાં પડ્યુ પડ્યું. એ પરાક્રમી પુરૂષનું મસ્તક પોકાર પાડે છે માર...માર..."

અને ધડ વિધૂતવેગે દુશ્મનોની કાપણી ચલાવવા લાગ્યું. ઘણા કાળ સુધી ધડ લડ્યું. અંતે દુશ્મનોએ ગળીનો ત્રાગડો તિર ઉપર ચડાવીને ધડ ઉપર ફેંક્યો ત્યારે જ તે શાન્ત થઇ પૃથ્વિ પર પડ્યું.

આજ શંકરને મસ્તક ચડાવી દુશ્મનો સામે ઝુઝનાર રાણાજી નથી. પરન્તુ એના કીર્તિસ્થંભસમો રાણાનો ગઢ ભાદર અને ગામોના સંગમ ઉપર આ વીરગાથાનું સ્મરણ કરાવતો વેરાન દશામાં પડ્યો છે. તેમાં જે વાવ્યમાં પડી ચોર્યાશી રાણીઓએ રાજપૂતાણીઓને છાજે તેવું અપ્રતિમ જોહર વૃત કર્યું હતું. તે વાવ્ય પુરાયેલી સ્થિતિમાં દષ્ટિગોચર થાય છે.

સોરઠી–શૂરાઓમાં રાણાજીની કીર્તિ જગતનો પ્રલય નહિ થાય ત્યાંસુધી કાયમ રહેશે.

૫

# " મહારથી મોખડાજી "

રણધીર રાણાજી જ્યારે રણમાં પડ્યા ત્યારે, તેના કુમારમોખડાજી રાણપુરમાં ન્હોતા. તેને મોસાળ ભડીઆદ ગામે હતા. ત્યાં તેને પિતાએ શત્રુ સ્હામે શૌર્ય વીરતાથી લડતા ધર્મ, અને દેશને નામે પ્રાણ સમર્પણ કર્યાના ખબર મળ્યા. પિતાના પરલોક વાસનો શોક વિસર્યાં પછી, તે ભુજબળથી ભાગ્ય પરિક્ષા કરી લેવા તૈયાર થયા.

રાણપુરમાં ખિલજી સુબો નિમાઇ ચૂકયો હતો. ગોહિલોના સઘળા ગામો ઉપર દિલ્હીશ્વરની રાજ દુવાઇ ફરી વળી હતી. માત્ર વળા, અને તળાજા હજુ ગોહિલોના અધિકારમાં હતા. એટલા ન્હાનકડા રાજ્યથી મોખડાજીને સંતોષ થઈ શકે તેમ ન્હોતો. તેને સૌરાષ્ટ્ર ધરતી વચ્ચે ગોહિલ રાજ્ય સુદૃઢ બનાવવું હતું. એવા મજબુત પાયા ઉપર જમાવવું હતું કે કોઇ કાળે કોઈપણ શત્રુથી ગોહિલ રાજ્ય સ્હામે આક્રમણ કરી શકાય નહિં. સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાની તીવ્ર જીજ્ઞાસાએ તેની નજર ખંભાતના અખાત ઉપર ઠરી. ખંભાતના અખાતમાં ગોધા અથવા કમળાવતીની નજીક એક બેટ હતો. તે બેટમાં રહીને પિરમ નામક એક કોળી

ઠાકરડો જળ માર્ગે નિકળતા વહાણોને લુંટતો હતો. મોખડાજીએ તે બળવાન કોળી ઠાકરડાને કહેણ મોકલ્યું.

"તૈયાર રહેજે લુંટારા ! હું તારો નાશ કરવા આવું છું."

એ સંદેશો જ્યારે પિરમ બારૈયાને મળ્યો ત્યારે તે બળવાન ઠાકરડો ખડખડાટ હસી પડયો. તેના સાથીઓને કહેવા લાગ્યો કે. "રાણાજી ગોહિલનો પુત્ર મોખડાજી આપણી સ્હામે લડવા આવે છે, તે મારા બાહુબળથી અજાણ્યો છે. હું તેને એક મચ્છરની માફક ચોળી નાંખીશ."

એમ બોલીને તેણે તેના સાતસો કોળીઓને તૈયાર કર્યાં એવામાં મોખડાજી આવી પહોંચ્યા સાગર કિનારે દારૂણ યુદ્ધ મચ્યું.

પિરમ એટલે સાધારણ પૂરૂષ નહિ. પ્રચંડ રાક્ષસ. વિશાળ મસ્તક, બિહામણા ચોભા, વિક્રાળ મૂખ, મહિસાસુર જેવું કાંધ, ભરાવદાર ભુજાઓ, નગારા જેવું ઉદર, અને પહાડ જેવું ભરાવદાર શરિર. તાડ જેવો એ ભયંકર યોદ્ધો હાથમાં ત્રિશૂલ પકડીને મોખડાજી સ્હામે સમરમાં ધસી આવ્યો. "જય મહાકાળી ! જય ભેંસાસુર !" એવા પ્રચંડ ઘોષ કરતા તેની જેવા તેના સૈનિકો મોખડાજીના સૈનિકો સ્હામે થયા.

પિરમની ફોજમાંથી ગોફણ, જંતરડા, અને ગીલોલીના દુરથી ફેંકાતા પ્રાણઘાતક શસ્ત્રોના ઘાવો થવા લાગ્યા. જ્યારે તેઓ ભેટ ભેટાં થતાં ત્યારે ધારદાર ત્રિશૂલ રાજપૂતોની છાતીમાં ભોંકતા. તલ્વાર, ભાલાં, બરછી, અને સાંગ વાપરવામાં તેઓ અતિ કુશળ હતા. ધારીયા, કુહાડી, અને મોટા ફરશુઓ વડે કોમળકાય રાજપૂતોને કાપતા વિક્રાળ બારૈયાઓ કાળના દુતની પેઠે આગળ વધ્યા.

સાયંકાળે યુદ્ધના નિયમ પ્રમાણે બન્ને પક્ષે યુદ્ધ બંધ કર્યું. પિરમ તેનાં સૈનિકો લઈ ઓઘાના કિલ્લામાં ચાલ્યો ગયો. રાજપૂતો સાગર કિનારે છાવણી નાખી પડયા.

× × ૨ × ×

અર્ધ નિશાનો સમય હતો. કૃષ્ણ પક્ષ હોઈ ચોતરફ ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. એક તરફ સાગર ઘૂઘવતો. બીજી તરફ સામટા મનુષ્યોના પગનો સંચાર થતો હતો. સાગર કિનારેથી થોડે દુર રાજપૂતોની છાવણી હતી. થોડા પહેરગીરો સિવાય બાકીના પૂરૂષો હથીયાર પઢીયાર ઉતારી શાંન્ત નિંદ્રામાં પડ્યા હતા. એ વખતે દુર સંભળાતો પગરવ વધારે નજીક સંભળાવા લાગ્યો. થોડી-વારે છાવણીમાં ચારકો થયો. " દુશ્મનો ?"

સાંભળીને ઘોર નિંદ્રામાં પડેલા રાજપૂત વીરો જાગી ઉઠ્યા. ઝબોઝબ શસ્ત્રો ઉપાડી આગળ વધ્યા, જુએ છે તો એક સામટા શત્રુઓ રાજપૂતો ઉપર તૂટી પડ્યા છે.

"મારો...મારો..." કરતાં ગોહિલો ચોરની પેઠે છાવણીમાં ઘુંસી આવેલા શત્રુઓ પર તૂટી પડ્યા.

મોખડાજી ગોહિલ હાથમાં તલવાર પકડી કુદયા. દુશ્મનોની મોખરે ઉભેલા પ્રચંડ પૂરૂષને તેણે ઓળખ્યો.

" કોણ, પિરમ બારૈયો ?"

" હા...હા...હું તારો કાળ !" સામેથી જવાબ મળ્યો. અંધકારમાં મોખડાજીની નજરે તે વિકરાળ દેખાયો.

"નીચ, કોળી તારામાં યુદ્ધ નીતિ કયાંથી હોય? તેં મારા ઉંઘેલા સૈનિકો ઉપર છાપો માર્યો, પણ યાદ રાખજે અમારી નીતિ આગળ તારી નીતિ જરૂર નિષ્ફળ જવાની છે." એમ કહી મોખડાજીએ પહાડ સમા પિરમ સ્હામે તલવાર તોળી. બીજી તરફ બારૈયા અને ગોહિલો હાથો હાથની લડાઈ લડી રહ્યા હતા. ગોહિલોના સજ્જડ મારથી કોળીઓ ભોગેડુ થયા. મોખડાજીએ એક પિરમ પર તલવારનો ઘા કર્યો. ઘાયલ થયેલો પિરમ તેના સાથીદારો સાથે ન્હાસી છુટયો.

"પકડો...પકડો..." કરતાં મોખડાજી પિરમ પાછળ પડયા. તેના સૈનિકો તેની પાછળ ઉપડયા. આગળ કોળીઓ અને પાછળ રાજપૂતો રાત્રીના ઘોર અંધકારમાં દોડયા જતા હતા. કોળીઓ સાગર કિનારે જઇ પહોંચ્યા તે સ્થળે કેટલાએક વહાણો તૈયાર હતા. તેમાં તેઓ કુદી પડયા. ગોહિલો ત્યાં પહોંચે તે પહેલાં એક સામટા વહાણો છુટયા. રાજપૂતો સડસડાટ કરતા વહી જતાં વહાણો તરફ તાકી રહ્યા.

"શું કરવું ?" એક પળ વિચાર કરી બીજી પળે મોખડાજી મોઢામાં તલવાર પકડી 'જય મુરલીધર!" કહેતાં સાગરમાં કુદી પડયા. તેના સાથીદારોએ તેનું અનૂકરણ કર્યું.

આગળ કોળીઓના વહાણો વાયુવેગે પલાયન કરતા અને પાછળ રાજપૂતો તરતા જવા લાગ્યા. એક ટેકરા નજીક જઇ વહાણો થોભ્યા. પિરમે તથા તેના સૈનિકોએ છુટકારાનો શ્વાસ ખેંચ્યો. તે-ઓને દઢ વિશ્વાસ હતો કે, 'રાજપૂતો આવી શકવાના નથી.' તેવામાં તેઓને કાને તલવારના અવાજો અથડાયા ચમકીને સાગર તરફ નજર કરી તો રાજપૂતોને છેક કિનારા પર દીઠા. તેઓ ભય પામી ન્હાસ ભાગ કરવા લાગ્યા.

"જય મુરલીધર! જય અર્જુન સખા!" એવી પ્રચંડ ગર્જના વચ્ચે દરિઆઇ બેટને ગજાવતા ગોહિલો, કોળીઓ પાછળ પડયા. પળવારમાં સામટા કોળીઓને મૂઠી રાજપૂતોએ ઘેરી લીધા. અને લાગ્યા કાપણી ચલાવવા. જેમ ઘાસ કાપે તેમ તેઓને કાપી નાંખ્યા.

પિરમ મોખડાજીની તલવારે કપાઇ પૃથ્વી પર પડયો. એ વખતે રાત્રીનો અંધકાર નૃષ્ટ થઇ અવનિ ઉપર દિવસનો ઉદ્યોત છવાતો આવતો હતો એના પ્રકાશમાં એણે જીવનના છેલ્લા શ્વાસો ઘૂંટતા મોખડાજી તરફ દષ્ટી કરી.

"તારે કંઇ કહેવું છે?" વીરને છાજતીરીતે મોખડાજીએ મૃત્યુ પામતા શત્રુને માયા ભર્યા સ્વરે પૂછયું.

"એક વચન માંગવું છે." પિરમ મહા પ્રયાસે બોલ્યો.

"માંગી લે." મોખડાજી એ કહ્યું.

"મ્હારૂં નામ કાયમ રાખવા આપ આ સ્થળે પિરમગઢ વસાવજો."

"જરૂર હું તારી કીર્તિ કાયમ રાખીશ." મોખડાજીએ વચન આપ્યું. એ સાથે પિરમની આંખ વીંચાણી પિરમના ટેકરા ઉપર ગોહિલ વીર મોખડાજીનો વિજય ધ્વજ અવલોકિને બારૈયાઓ ચોતરફ છુપાઈ જવા લાગ્યા. મોખડાજીએ તે સઘળાઓને શોધી ખોળીને ઘાણ કાઢી નાંખ્યો. સાતસો બારૈયાઓને ઠાર કરી ભવાની રૂપી તલવારને તૃપ્ત કરી.

દુશ્મનોનો દાટ વાળીને તેણે જે સ્થળે પિરમ બારૈયાનો સંહાર કર્યો હતો. તે સ્થળે એક કિલ્લો બંધાવ્યો. તેનું નામ તેણે પિરમગઢ રાખ્યું. પિરમગઢ બંધાતો હતો તેવામાં સાદુડ નામનો એક કોળી ઠાકરડો જે ખોખરાના પહાડો વચ્ચે રહીને ઉપદ્રવો મચાવતો હતો. તેનો મોખડાજીએ શિરચ્છેદ કર્યો. તેના મસ્તકનો ચોટલો જમણે હાથે ઝાલી જ્યારે મોખડાજીનો અશ્વ પિરમગઢ તરફ ચાલી નીકળ્યો ત્યારે માર્ગમાં આવતાં ગામડાના લોકો એ ભયાનક દેખાવ અવલોકિ ભારે ભય પામી ગયા. ગામડે ગામડે એના વખાણ થવા લાગ્યા કે—

"વાહ! શુરવીર વાહ! આનું નામ રાજા. એણે અસીની ધારે અધર્મીઓને કાપી નાંખ્યા, લુંટારાઓનો નાશ કરી, સોરઠ ધરતીમાં ધર્મ રાજ્યની સ્થાપના કરી.

પિરમગઢ સોરઠ દેશમાં સમૃદ્ધિ શાળી રાજ્ય ગણાતા લાગ્યું. અખિલ ભારત વર્ષમાં મહારથી મોખડાજીનો કીર્તિ સૂર્ય જળહળાટ

કરવા લાગ્યો. ભુજબળવડે તે ભાગ્યશાળી ગોહિલ રાજાએ ભૂતળના સઘળા સુખો મેળવી લીધા હતા. પરન્તુ સંતાન સુખથી હજુ તે વંચિત હતા. તે મેળવવા અનેક યજ્ઞ યાગો કરી ચૂકયા પરન્તુ પુત્ર પ્રાપ્તિ થઈ નહિં. એક વખત તેણે તેના ચતૂર કારભારીને પૂછયું.

"કોઈ એવો ઉપાય બતાવો કે જેથી મારી ઈચ્છા સફળ થાય."

"આપ કોઈ સિદ્ધ પૂરૂષ શોધી કાઢો. જો એવા પૂરૂષનું વરદાન આપને મળી જાય તો સંતાન થાય."

કારભારીની ઉપરોક્ત સલાહથી કહેવાય છે કે તેણે ગોઘા પાટણમાં આવનાર અનેક દેશી પરદેશી સંત, સાધૂ, અને ફકીરોને કારાગૃહમાં પુરી દીધા હતા. અંતે જેવા પૂરૂષની શોધમાં હતા તેવો પૂરૂષ મોખડાજીને મળી ગયો.

× × ૩ × ×

એ પૂરૂષનું નામ બાલનશાહ ! મુલતાન તરફથી તે ગુજરાત તરફ નિકળી આવ્યા હતા. સુરતથી તેઓને સૌરાષ્ટ્ર દેશમાં જવાની ઉત્કંઠા લાગી. સુરત બંદરથી કેટલાએક વહાણો સૌરાષ્ટ્ર તરફ જવા ઉપડતા હતા. બાલનશાહપીરે વહાણવટીઓને પૂછયું.

"મને સોરઠમાં લઈ જશો ?"

"હા, ભાડુ આપો તો." વહાણ વાળાઓએ જણાવ્યું

"હું ફકીર ભાડુ કયાંથી આપું ?"

"તો કંઇ નહિં." કહીને વહાણ વાળાઓએ વહાણ ચલાવી મૂકયા.

બાલનશાહે એક ચાદરને પાણીની સપાટી ઉપર તરતી મૂકી તેના ઉપર બેસી બોલ્યા. "ચલાવ ખુદાના હુકમથી મને સામે કિનારે લઈ જા."

ચાદર ઉપડી વહાણ વાળા વિસ્મય થઇ આ અદભૂત પ્રકાર

જોઈ રહ્યા. તેઓ ચૂમ પાડી પીરને વિનવવા લાગ્યા.

"પધારો...પધારો...બાપુ! વહાણુમાં...પધારો."

પીર વહાણુમાં જઇ બેઠા. બીજી પ્રભાતે વહાણો ગોઘા બંદર પહોંચ્યા. પીર વહાણુમાંથી ઉતરી બજાર તરફ ચાલ્યા. વહાણુ વાળાઓએ કહ્યું.

"બાપુ! અહિનો રાજા બહુ કટ્ટો છે, જે કોઇ સાધૂ ફકીર આ ગામમાં આવે તેને પકડીને જેલમાં પુરી દે છે. આપ ગામમાં ન પધારો તો સારૂં."

સાંભળીને પીર હસી પડયા." ભલે રાજા મને જેલમાં પુરે, અમારે ખુદા સિવાય બીજાથી શા માટે ડરવું જોઇએ?" એમ બોલી તેઓ ગામ તરફ ચાલતા થયા.

બજારમાં નવા ફકીરને નિહાળતાં સાથે જ પોલીસોએ પીરને પકડયા. લઇ ગયા જેલ ખાનામાં. પીરે જોયું. જેલમાં અસંખ્ય સાધૂ ફકીરો તરફડતા હતા.

સાધૂ પૂરૂષોને દળવાનો વખત થયો. એટલે રાજ સેવકો દરેક પાસે દળવાનું અનાજ મૂકી ગયા. સઘળા ચકકીઓ પીસવા તૈયાર થયા.

"તમો બધા ખુદાના બંદા થઈને ચકકી પીસશો?"

"ન પીસીએ તો રાજાના નોકરો દંડો મારે છે."

"એમ છે? તમો સઘળા ચકકીઓમાં અનાજ નાખીને બેસો. બહુ દિવસ દળી દળીને થાકી ગયા હશો! આજ વિસામો લ્યો. હું એકલો દળું છું." એમ કહી પીરે સઘળી ચકકીઓમાં અનાજ નંખાવી દીધું અને બોલ્યા.

"ચાલો ખુદાના હુકમથી." કહેતાં સઘળી ચકકીઓ ફરવા લાગી.

નવા ફકીરની આ કરામત જોઈ જેલખાનાના નોકરો આશ્ચર્ય વિમૂઢ બની ગયા. આખા દિવસમાં બાલન શાહે બે ત્રણ ચમત્કારો બતાવ્યાં. એ ચમત્કારો જેલના વડા અમલદારે પણ જોયા. જોઈ ને તેણે રાજા પાસે જઈને કહ્યું.

"મહારાજ! જેલમાં કોઈ ફકીર આવ્યો છે. તે મહા કરામતી જણાય છે."

સાંભળીને પિરમ પતિ અતિ પ્રસન્ન થયા. તે એકદમ જેલખાનામાં ગયા. બાલન શાહ સામે હાથ જોડી ઉભા રહ્યા.

"મોખડાજી! સમજુ થઈ ને સાધૂ ફકીરો ઉપર આવા જુલ્મ?" બાલનશાહે પૂછ્યું.

"બાપુ! આ બધુ સંતતિ મેળવવા માટે કર્યું છે."

"એક નહિ, હું ખુદા પાસેથી બે દિકરા અપાવું પણ હું કહું તેમ કરવું પડશે?"

"આપ કહો તે પ્રમાણે કરવા તૈયાર છું."

"એમ" પીર જાણે પિરમના રાજાનું પારખું કરતા હતા.

"હા."

"તો સાંભળ. તારે મન્નત તરીકે ગા ચડાવવી પડશે, ચડાવીશ?"

"હા."

"પાછળથી બદલીશ તો નહિંને? હિન્દુઓ ગા ના પૂજક છે. એમાંય તમે રાજપૂતો તો, ગા માટે માથા આપો."

"છતાં હું આપનો હુકમ પાળીશ."

"ત્યારે અલ્લાહ તારી મુરાદ પુરી કરશે." બાલનશાહે રાજાને દુઆ આપી.

રાજાએ તેજ ઘડીએ જેલમાં જેટલા સાધૂ ફકીરો હતા તેટલા

તમામને છુટા કર્યા. બાલનશાહે રાજાને પૂછ્યું.

"હવે હું છુટો છું?"

"હવે આપ મારા કેદી નહિં અતિથિ છો. આપ સુખ પુર્વક રહી શકો તેવો બંદોબસ્ત કરી આપું."

"નહિં હું એક સ્થળે રહેતો નથી." બાલનશાહે જણાવ્યું રાજાએ બહુ આગ્રહ કર્યો. પરન્તુ તે રોકાયા નહિં. ગોધા તજીને ચાલી નિકળ્યા.

× × ૪ × ×

ઉપરોક્ત ઘટના ઘટયા પછી બરાબર એક વરસે ગોધા અને પિરમમાં વધાઇના ચોઘડીયા વાગ્યા. રાજાની બે રાણીઓમાંથી હાથસણીના સરવૈયાણીએ યુવરાજને જન્મ આપ્યો. તેનું નામ ડુંગરસિંહ તે પછી થોડા દિવસે નાંદોદની ચૌહાણ રાણીએ બીજા કુંવરને જન્મ આપ્યો. તેનું નામ સમરસિંહ પાડયું. એ વખતે બાલનશાહ કયાં હતાં?

ગોધામાંથી નિકળેલ બાલનશાહ ખોખરાના પહાડો વટાવી ખરકડી ગામે જઈ પહોંચ્યા. ત્યાં ખાન નામના એક ગરીબ ઘાંચીએ તેનો સારો સત્કાર કર્યો. કેટલાએક ચમત્કારો બતાવી બાલનશાહ ખરકડીમાં રહ્યા. અને મોખડાજીને ત્યાં કુમારો જન્મયા તે પહેલાં તેઓ જન્નત નશીન થયા હતા.

બાલનશાહ પિર કહેતા ગયા હતા કે "મોખડાજી ગા ચડાવવા આવશે તેને કહેજો ઉત્તર દિશા તરફથી એક પાડો આવે એટલે માનતા પહોંચી માની લે, ને ગાને છુટી મૂકી દે." રાજાને કલંક ન લાગે તે માટે જ પિરે આવો સંદેશો આપ્યો હતો.

મોખડાજી ગોહિલ ખરકડી ગામે જ્યારે માનતા ચડાવવા ગયા ત્યારે ગામના લોકોએ પિરનો સંદેશો કહી સંભળાવ્યો. રાજાએ તે વાત માની નહિ. એટલામાં ઉત્તર દિશામાંથી એક પાડો આવ્યો.

એના માથે લીલી ધજા ફરકી રહી હતી. બીજી તરફથી તેને પીર તરફથી બસારત મળી "ગોહિલ! મેં તો તારી કસોટી કરી હતી. હિન્દુને હાથે ગૌહત્યા ન હોય. તારી માનતા પૂરી થઇ."

અત્યારે બાલનશાહ પીરની દરગાહ ખરકડી ગામે છે ભાવનગરના મહારાજા તરફથી દર વરસે સોડચ નિશાન વિગેરે માનતાઓ જાય છે

× × ૫ × ×

"અન્નદાતા! આ વહેપારી આપણા બંદરની જકાત આપવા ના કહે છે."

પિરમ પાસેથી પસાર થતા વહાણોની મોખડાજી રક્ષા કરતા. ચાંચીયાઓ તેના નામથી ડરતા હતા. તેથી વહેપારીઓના વ્હાણો સુરક્ષિત રહેતાં. મોખડાજી ગોઘા બંદરે આવતા વહાણોનો અમૂક કર લેતા. ખંભાતનો મોતીશાહ નામે વહેપારી તેના સાત વહાણો લઇ ગોઘે આવ્યો. બંદરખાતાના વડાએ તેની પાસે જકાત માગી. વહેપારીએ દિલ્હીશ્વરનો પરવાનો બતાવ્યો તેથી બંદરાધ્યક્ષ મોતીશાહને કચેરીમાં લઇ આવ્યો અને મહારાજા સામે ખડો કરી ફરીયાદ સંભળાવી.

"કયા કારણે તમો જકાત આપવા ના કહો છો?" મોખડાજીએ મોતીશાહને પૂછ્યું.

"મારી પાસે દિલ્હીશ્વરનો પરવાનો છે. હું જે બંદરે જઉં તે બંદર પર આ પરવાનાના આધારે જકાત લેવાતી નથી. એમ કહી તેણે પરવાનો બતાવ્યો.

"હા પરવાનો છે ખરો. પરન્તુ તેનો ઉપયોગ દિલ્હીના ખંડીઆ રાજાઓના બંદર હોય ત્યાં કરો. અહિં આ પરવાનો નહિં ચાલે."

"શું નહિં ચાલે? આખા હિન્દુસ્તાનમાં દિલ્હીપતિની સત્તા છે."

"હશે મારા પર નથી." મોખડાજીએ જણાવ્યું.

મોતીશાહ હઠમાં રહ્યો તેને બહુ રીતે સમજાવ્યો પણ સમજ્યો

નહિં એટલે મોખડાજીના મૂખમાંથી હુકમ છુટ્યો. "આના સાતે વહાણો લુંટી લ્યો. જા તારા દિલ્હીપતિને કહેજે. પિરમપતિ પાસેથી તારા વહાણુ પાછા મેળવવા લવાય તેટલું લશ્કર લઇ ચાલ્યો આવે."

મોખડાજીનો હુકમ મળતાં રાજસેવકોએ સાતે વહાણો કબજે કરી મોતીશાહને ગોઘામાંથી હાંકી કહાડ્યો.

× × ૬ × ×

મોખડાજી તખ્ત નશીન થયા ત્યારે દિલ્હી તખ્તે અલ્લાઉદ્દીન હતો, તેના મૃત્યુ પછી અલ્પ સમયમાં જ ખિલજીઓની રાજસત્તાનો અંત આવ્યો. અને તઘલખવંશના પડાણોએ સમસ્ત ભારતવર્ષમાં અમલ જમાવ્યો. જ્યારે મોખડાજીએ મોતીશાહના વહાણો જપ્ત કર્યાં ત્યારે, દિલ્હીના, તખ્તપર મહમદ તઘલખ હતો. અને બરાબર આ અરસામાં ગુજરાતના કોળી ઠાકોરોનો બળવો સમાવવા તે ગુજરાત પર ચડી આવ્યો હતો અત્યારે તેનો પડાવ ખંભાતમાં હતો.

મોતી શાહે ખંભાત જઈ બાદશાહને ફરીયાદ કરીકે—

"સોરઠને સાગર કિનારે પિરમ બેટમાં રહી મોખડાજી નામે રાજા લુંટ કરે છે. તેણે મારા સાત વહાણો લુંટી લીધા. ને મને કહ્યું કે તારા બાદશાહને કહેજે જેટલું લવાય તેટલું લશ્કર લઈ મારી સામે આવે મને તેનો લેશ પણ ડર નથી."

આ વાત સાંભળી શહેનશાહ ક્રોધે ભરાણે તેણે તેના ભાણેજને હુકમ આપ્યો. જાઓ...જોઈએ તેટલી ફોજ લઈ રવાને થાઓ, મોખડાજી ગોહિલને હરાવી તેના રાજ્યને આપણું ખંડીયું બનાવો." શહેનશાહની આજ્ઞા મળતાં જ તેનો ભાણેજ વિશાળ ફોજ લઈ સોરઠ તરફ રવાને થયો. જ્યારે તેની ફોજે સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો ત્યારે ભય પ્રસરી ગયો. રથ, ઘોડા, ઊંટ, અને હાથીઓની ખેપટ વડે આભ ધુંધળો થયો. માર્ગમાં આવતા ગામડાઓમાં લુંટ ચલાવતી ફોજ આગળ વધી.

'શાહી ફોજ ગોઘા ઉપર ચડી આવે છે.' એવા વર્તમાન મળતાં મોખડાજી યુદ્ધ માટે તૈયાર થયા. પરન્તુ વયોવૃદ્ધ પુરૂષોએ તેને તેમ કરતાં અટકાવ્યા. પિરમપતિને શત્રુઓ સામે યુદ્ધ કરવાની અતિ ઉત્કંઠા હતી. પરંન્તુ શાણા જનોની સલાહથી તે ઇચ્છા ત્યાગવી પડી. તેણે ગોઘાનો કિલ્લો બંધ કરી અંદર લશ્કર ગોઠવી દીધું. અને પોતે પિરમગઢમાં જઈ રહ્યા.

દિલ્હીશ્વરની ફોજ જ્યારે ગોઘા નજીક આવી પહોંચી, ત્યારે કિલ્લાના દરવાજા બંધ જોઈ કિલ્લા ફરતો ઘેરો ઘાલી પડી. અને કિલ્લો તોડવાના પ્રયાસો કરવા લાગી. પરન્તુ કિલ્લાની અંદર જે રાજપૂત સેના ગોઠવાયેલી હતી. તેણે તેને કિલ્લા તરફ આવતા અટકાવ્યા.

દિલ્હીની ફોજ ઘણાં દિવસ સુધી ગોઘા ફરતો ઘેરો ઘાલી પડી રહી. જેમ જેમ દિવસો વિતતા ગયા તેમ તેમ ફોજ કાયર થતી ગઈ. અંતે ફોજના ઉપરીએ ગોઘાની આસપાસના ગામડાઓમાં રંજાડ આદરી, એવી રંજાડ આદરી કે પ્રજાના પોકાર છેક પિરમગઢ પહોંચી ગયા.

પ્રજા પીડનના સમાચાર સાંભળી મોખડાજી મનોગત વિચારવા લાગ્યા. અત્યારે દુશ્મનોને હાથે મારા પ્રજાજનો અને પશુઓનો કાપણી ચાલી રહી છે. ને હું અહિં અજીત દુર્ગમાં બેસી રહ્યો છું. હવે ગમે તે થાય મારે દુશ્મનો સામે લડી લેવું જોઇએ. તેણે સઘળા રાજપૂતોને એકઠા કરીને તેઓ વચ્ચે બેસીને તેણે કહ્યું.

"ભાઇઓ! આપણને પરમાત્માએ કીર્તિ ભર્યા મોતે મરવાનો અવસર આપ્યો છે. તો શા માટે ન મરીએ? દુશ્મનો સામે આપણે આવતી પ્રભાતે કેસરીઆં કરીને તૂટી પડીએ.

રાજપૂત વીરોએ પ્રસન્ન વદને જણાવ્યું અમો કેસરીઆ કરી

મરવા તૈયાર છીએ. સંસાર ક્ષણિક છે. જીવન નાશવંત છે. કેવળ કીર્તિ એકજ વસ્તુ અનંત છે. વળી જે મોક્ષ હજારો વર્ષ તપ કરવા છતાં તપસ્વીઓ મેળવી શકતા નથી. તે મોક્ષ ક્ષત્રિયો દેશ, ધર્મ કે સ્વામી માટે શત્રુઓ સામે લડી મરીને પળવારમાં મેળવી શકે છે."

યુદ્ધની શરૂઆત પહેલાં સરવૈયાણી તેના કુમાર ડુંગરસિંહને લઇ હાથસણી, ત્થા ચૌહાણ રાણી તેના કુમાર સમરસિંહ સાથે નાંદોદ જઇ રહ્યા હતા. એટલે રાજાને રાણી બાળકોની ચિંતા ન્હોતી. અન્ય સરદારો ત્થા સામંતોએ પોતપોતાના સ્ત્રી બાળકોનો બંદોબસ્ત કરી લીધો.

રાત્રીના છેલ્લા પહોરે સઘળા ક્ષત્રિય વીરોએ કેસરી પોષાક ધારણ કરી લીધા. મસ્તકે કેસરીઆ તિલક કર્યાં. મોખડાજીએ કચેરી ભરી સઘળા રજપૂતોને કસુંબો પાયો ને પીધો. એક બીજાને હૈયા સરસા ચાંપી છેલ્લી ભેટ આપી. મળી ભેટી તૈયાર થઇ વહાણોમાં બેસી બધા ગોઘે પહોંચ્યા.

× × ૭ × ×

પૂર્વાકાશમાં સુર્યનો ઉદય થયો. એ સાથેજ ગોઘાના બંધ બારણાં ઉઘડયા અને હર...હર...મહાદેવની ઘોર ગર્જના કરતા રાજપૂતો ખૂલ્લી તલવારે મૂસલમાનો ઉપર તૂટી પડયા. ખરેખરો રણુ જંગ જામ્યો મહારથી મોખડાજીએ કંઇક અરિઓને કાપી નાંખ્યા.

" સેજકજીએ સોરીયા, કંઇક મુગલને મીર,
તેં પ્રગટ કીધા પીર, ઝાઝા ઝાંઝર શિયાઉત. "

સેજકજી ગોહિલે કંઇક શત્રુઓનો દાટ વાળી દીધો હતો. તેના પરાક્રમી પૌત્ર તેં આજ ઘણાં અરિઓનો ઘાણ કાઢી નાંખ્યો. ઝાંઝરશી ગોહિલના વીર વંશમાં જન્મેલા ગોહિલે રંગ રાખી દીધો.

મોખડાજીએ બેય હાથમાં તલવારો પકડી છે. બેય તલવારો

વિધૂત વેગે ફરે છે. એના કારમા મારથી પોકાર પાડીને શત્રુગણો ન્હાસભાગ કરે છે.

" કરઓ રણી કતરાઇ ગઢ ગોઘાથી ગુંદી લગી;
ત્રાહ ત્રાહ વરતાઇ, મારે મોકમ મોખડો. "

ગોઘાથી ગુંદી સુધી દિલ્હીની ફોજ ગોઠવાઇ ગઇ છે. તેની વચ્ચે મોખડો ઘુમે છે. તેણે શત્રુઓને ત્રાહિ ત્રાહિના પોકારો પડાવી દીધા.

" તેં કાઢ્યો અરિઆ તણો, થોડા હાંકી ઘાણ
નિત્ય ફરકે નિશાન, મનત્યુવાળા મોખડા. "

જે જે સ્થળે પ્રજાપિડક પાપાત્માઓનો નિવાસ હતો. તે તે સ્થળે તેં થોડા અસ્વારો સહિત જઇ તેઓનો સંહાર કર્યો. દેવ સરખા રાજા! તેં સોરઠમાં કીર્તિ ધ્વજ ફરકાવ્યો.

સાગર સમી શત્રુ સેના સામે કેસરીઆ કરી મરી મીટવાના નિશ્ચય પર આવી. મયદાને પડેલા થોડા મરણીઆ રજપૂત વીરો મહા પરાક્રમ દર્શાવી સમરાંગણમાં સૂતા. મોખડાજી એકલા ઝુઝતા હતા. એવે ખજુરીઆ ચોતરા પાસે તેણે દિલ્હીશ્વરના ભાણેજને હાથીના હોદ્દા ઉપર જોયો. જોતાં જ તેણે છલંગ મારી તેની તલવારના વારે મહાવતો કપાઇને પૃથ્વિ પર પડ્યા. એટલામાં હાથી પર બેઠેલા મલ્લોએ તલવારનો વાર કર્યો. મોખડાજીનું માથું કપાયું તે પૃથ્વિપર પડવાને બદલે ઘોર ગર્જના કરતું ઉડ્યું. તોપના ગોળા પેઠે અગણિત દુશ્મનોને વીંધતું પિરમગઢમાં જઈ પડ્યું. અને ધડ જેમ કોઇ લગ્ન ઘેલો વરરાજા વરવાની હોંશમાં ઉતાવળો ઉપડે એમ.

" બળવંત વરરાજા બન્યો, ગોઘામાં ઘમસાણ;
પડતાં છુટયા પ્રાણ, માણ ન મૂકયા મોખડા. "

ગોઘામાં વિવિધ વાજીંત્રો વચ્ચે ધડ આગળ વધ્યું તે રણઘેલા ગોહિલે મસ્તક કપાયા પછી જ ખરેખરૂં પરાક્રમ દર્શાવ્યું.

"પરાક્રમ સર પડીઆ પછી, ધડ લડીયું પરમાણ"
અમીર અને અસરાણ, માર્યાં કંઈક તેં મોખડા.

મોખડાજીના ધડે કંઈક હત ભાગી સૈનિકોનો સંહાર કર્યો. આગળ સાગર જેવડી શાહીફોજ ભાગી જાય છે. ને પાછળ મોખડાજીનું ધડ તલવારની ધારે જે ચડે તેને કાપતું જાય છે. એ રીતે ધડ ફોજ પાછળ સાત કોશ સુધી લડતું ગયું.

ગોધાથી સાતકોશ દુર ચારણોનો એક નેશ હતો તે નેશમાં એક ચારણની સાત પુત્રિઓ હતી તે સાતે મોખડાજીના ધડ આડે ઉભી રહી. ઉંચા હાથ કરીને બોલી.

"ખમ્મા ગોહિલ નાથ ! હવે હદ થઈ." ધડ ચારણ પુત્રિઓ તરફ તલવાર ચલાવતું અટક્યું તેજ સ્થળે શાંન્ત થઈ પૃથ્વીપર પડયું *

મોખડાજી મરાયા તે સાથે યુદ્ધનો અંત આવી ગયો. દિલ્હીશ્વરનો ભાણેજ મોખડાજીને હાથે સખ્ત ઘાયલ થયો હતો. તે બચવા પામ્યો નહિં. તેથી બાકીનું સૈન્ય ગોહિલોના ભયથી પલાયન કરી ગયું.

મોખડાજીનું મસ્તક પિરમમાં પુંજાય છે. તેનું એક સ્મારક ગોધામાં છે. અને જે સ્થળે ધડ પડયું તે સ્થળે એક ધાર ઉપર તેનું મંદિર છે. ગોહિલ વંશમાં અનેક વીર થઇ ગયા છે ને થશે— મોખડાજી એ બધાના મુગટ મણી મનાય છે. તેથી જ કહેવાય છે કે—

"સેજુને રાણા હરા, તું જીત્યો તન તાણ;
રંભાથી રઢ રાણ, મંગળ વર્તયો મોખડા."

---

* ઘણાં કહે છે ગળીનો ત્રાગડો નાંખવાથી ધડ પડયું હતું, ધડ આડ ઉભી રહેલ ચારણ પુત્રિઓ પાછળથી જીવતી બળી મુઇ હતી. તેની ખાંભીઓ બેંસુડી નજીક છે.

૬

# "રાજ–ભક્તિ"

"રામસિંહજી ખંડણી લાવો." મૂસલમાની પોષાકમાં સજ્જ થયેલા પૂરૂષે તેની સામે બેઠેલો પૂરૂષ જે આજકાલ ગોધાનું રાજ્યશાસન ચલાવતો હતો તે રામસિંહજીને ઉદ્દેશીને કહ્યું.

"સુબા સાહેબ ખંડણી ક્યાંથી આપું? અત્યારે રાજ્યનો ખજાનો ખાલી છે."

"એવા બ્હાના નહિં ચાલે. મારે શાહને શ્યો જવાબ આપવો?" ગુજરાતના સુલ્તાનવતી અમદાવાદથી ખંડણી ઉઘરાવવા નિકળેલ સૂબાએ રામસિંહ સામે જીદ આદરી. "આ વખતે ખંડણી લીધા સિવાય અહીંથી પડાવ ઉપાડવાનો નથી."

"તો રોકાઈ જાઓ. અહિં દરિઆની ભારે માઠી લ્હેરો આવે છે." રામસિંહે મજાકમાં જણાવ્યું.

"આમ વાતોમાં ન ઉડાવો. કંઈક નિરાકરણ કરો."

"સુબા સાહેબ! આપ કહો તે પ્રમાણે નિરાકરણ કરી દઉં? જો વિશ્વાસ ન આવતો હોય તો મારા ભત્રિજાને ઓળમાં આપું. થોડા દિવસમાં પૈસાનો જોગ થશે. એટલે અમદાવાદ આવી. ખંડણી ચૂકાવી છોડાવી જઈશ. બોલો પછી કંઈ વાંધો છે?"

"કોને રાજાને ઓળમાં આપો છો?" સુબાએ આશ્ચર્ય પામીને પૂછ્યું.

"હા. બીજું શું કરૂં? રાજ ભંડારમાં અત્યારે નાણાં નહિં હોવાથી લાચાર છું. નહિ તો પ્રાણથી અધિક પ્રિય રાજકુમાર આપને સોંપુ ખરો? બીજા કોઇને ઓળમાં આપું તો આપને વિશ્વાસ આવે નહિ." રામસિંહે મૂખ ઉપર શોકનો કૃતિમ ભાવ પાથરતાં જણાવ્યું.

સુબો એકી ટશે એના વદન સામે વિલોડી રહ્યો. તેની વિસ્મયતાનો અવધિ થયો. તેણે રામસિંહને જણાવી દીધું. "તમારી શરત મને મંજુર છે. જો મને રાજકુમાર ઓળમાં આપતા હો તો, હું ખંડણી લીધા વીના અહિંથી મારો મુકામ ઉપાડી જઇશ. પરંતુ જો જો હો વેળાસર અમદાવાદ આવી ખંડણી ભરી કુમારને છોડાવી જજો."

"એમાં આપને કહેવા પણું હોય? મારા રાજાને વધારે વખત હું પારકે આશરે કેમ રહેવા દઉં?" કહીને રામસિંહ ઉઠયો. સુબાની રજા ચાહી, સુબો તેને તંબુના દ્વાર સુધી મુકવા ગયો.

× × ૨ × ×

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ એક કવિતામાં ગાયું છે કે.

"ગોધા પાટણ ગામ ગંભીર,
નિર્મળ છે સાગરના નીર;"

તે ગોધા પાટણ સોરઠની પૂર્વ દિશામાં ખંભાતના અખાતને કિનારે વસેલું છે. એક જમાનામાં એનું નામ કમળાવતી હતું ત્યાંની રાજકુંવરીના સ્વયંવરમાં પ્રસિદ્ધ વીર વિક્રમ આવેલો.

બહાદુર મોખડાજીએ તે નગર જીત્યું હતું. બાદશાહી ફોજે પિરમનો નાશ કર્યો હતો. તેથી શાહી ફોજના જવા પછી મોખડાજીના યુવરાજ ડુંગરસિંહજીએ ગોધામાંથી મુસલમાન થાણદારને હાંકી કાઢી.

તેને પોતાનું પાટનગર સ્થાપ્યું. ડુંગરસિંહના બન્ધુ સમરસિંહને તેના મોસાળ પક્ષનું નાંદોદ રાજ્ય મળ્યું. અત્યારે પણ તેના વંશજો રાજપિંપળા કિંવા નાંદોદ રાજ્ય ભોગવે છે.

ડુંગરસિંહે ૧૩૪૭ થી ૧૩૭૦ રાજ્ય કર્યું. તેના પછી તેના કુમાર વિજાજી. ૧૩૭૦ થી ૧૩૯૫. તેને ત્રણ કુમારો હતા. કાનાજી, રામાજી અને રૂડાજી. કાનાજી ૧૩૯૫ માં ગોધાની ગાદીએ બેઠા. ને પચ્ચીસ વર્ષ રાજ્ય કરી. ઈ. સ. ૧૪૨૦ માં કૈલાસવાસી થયા.

જ્યારે કાનાજીએ કૈલાસ વાસ કર્યો ત્યારે તેના કુમાર સારંગજી ભાગ્યેજ બાર વર્ષની વયના હશે. તેથી તેનાવતી રાજ્યનો સઘળો કારભાર તેના કાકા રામસિંહજીએ સંભાળી લીધો.

રામસિંહના હૃદયમાં ધીમે ધીમે રાજ્ય લોભ લાગ્યો. તે બાળ રાજાને દુર કરી કાયમને માટે રાજ્યાધિકાર જાળવી રાખવાની લાલસામાં હતો. તેવામાં અમદાવાદના સુલતાન તરફથી એક સુબો ગુજરાત કાઠિયાવાડના રાજ્યોની ખંડણી ઉઘરાવવા નિકળ્યો હતો, તે ફરતો ફરતો ગોધે આવ્યો. સાગર કિનારે પડાવ નાખી તેણે રામસિંહને ખંડણી આપવા કહ્યું. રામસિંહ સુબાને આજકાલ કરી ઉડાવવા લાગ્યો. અંતે છેલ્લી મૂલાકાત વખતે તેની તથા સુબા વચ્ચે થયેલી વાતચીત આપણે સાંભળી છે.

× × ૩ × ×

" જગતમાં રાજલોભ માટે કેવા કાવાદાવા થાય છે. રામસિંહ એવોજ રાજલોભી પૂરૂષ દેખાય છે. આવા લોભી પાસેથી અહિંના બાળારાજાને લઈ જવામાં જ સાર છે. નહિ તો ક્યારેક તેનું અહિત કરવામાં વાર લગાડશે નહિ." રામસિંહના જવા પછી શાણા મુસલમાન સુબાએ ઉપરોક્ત નિશ્ચય કર્યો.

સુબાની ઉપલી કલ્પના ખોટી ન્હોતી. કાનાજીના મૃત્યુ વખતે સારંગજીની નાની વયને કારણે રામસિંહે ભત્રીજા વતી રાજશાસન

ચલાવવા માંડયું. પાછળથી તેને રાજા થવાનો લોભ લાગ્યો. તે બાળારાજાને દુર કરી કાયમને માટે રાજા થવા ઇચ્છતો હતો તેવામાં સુબો ખંડણી ઉઘરાવવા આવ્યો. એ જમાનામાં કોઈ રાજ્ય ખંડણી ભરવામાં અશક્ત હોય, તો રાજ્યના અંગત પૂરૂષને ઓળમાં આપવાનો નિયમ હતો. રામસિંહના હૃદયમાં એવી યુક્તિ સુઝી આવી કે 'બાળારાજાને ઓળમાં સોંપી દેવા ને પાછળથી અમદાવાદમાં લાગવગ જમાવી રાજ્ય સદાને માટે પચાવી પડવું, એવી દુષ્ટ બુદ્ધિને વશ થઇને તેણે સુબાને બાળારાજા, ઓળમાં સોંપવા જણાવ્યું હતું. તે આપણે જાણીએ છીએ. કે તેની નિચતા કળી લઇને જ સુબાએ હા કહી હતી.

આમ કરીને સુબો સોરઠની કસોટી કરવા ઇચ્છતો હતો, સોરઠમાં રાજભક્ત અને સ્વામીભક્તો કેવા છે? કોઈ પ્રજાજનો કે ભાયાતો રાજભક્તિ કિંવા સ્વામીભક્તિથી ઉશ્કેરાઈ ગોધાના રાજાને છોડાવવા આવે છે કે નહિં? તે જાણવા માટે પણ તે ઉત્સૂક હતો.

રામસિંહ બીજી પ્રભાતે બાળારાજાને છાવણીમાં લાવી સુબાને ભળાવી ગયો. બીજી પ્રભાતે સુબાએ છાવણી ઉઠાવી આગળ કુચ કરી.

× × ૪ × ×

"આપણા રાજાને બાદશાહી ફોજ લઈ જાય છે."

પ્રભાતને પહોર કોળીયાકને ચોરે વાત ચર્ચાય છે. અભણ, ભોળપણ દુનિયાદારીના ડહાપણવાળાને રાજભક્ત ગામડીઆઓ ટોળે વળીને ઉપરોક્ત ચર્ચા ચલાવી રહ્યા છે.

"વીજરાભાભા! ગોધામાં આવડું મોટું લશ્કર તો ય રાજાને મુસલમાનો પકડી ગયા?" એક જુવાન કણબીએ વૃદ્ધ વીજરાભાભાને પૂછ્યું.

" બાદશા રાજા કરતા મોટો. એનો હુકમ છુટે એની સામું કોણુ થાય ?" વીજરાએ જવાબ વાળ્યો.

" મોટા હોય તો યે શું ? ઈ એની ખંડણીનો ધણી રાજાને શેનો લઈ જાય ? મને તો આમા રામસંગબાપુનું કુડ સમજાય છે." ભોજા નામના એક કુંભારે ધરેધરને ખૂણે ચર્ચાતી છુપી વાત છડેચોક ચર્ચી નાખી.

" ભોજા, તું કુંભારનો કુંભારજ રહ્યો. આજકાલ રાજની લગામ રામસંગબાપુના હાથમાં છે. એટલે એની વિરૂદ્ધ કોણુ જાય ? જો કોઈ કુંવરનો પક્ષકાર થાય તો માથું રામસંગબાપુની તરવારે ચડી જાય છે ખબર છે ?"

ભોજા કુંભારને હવે સઘળો ભેદ સમજાયો રાજ્ય લેવા માટે રામસંગ બાપાએ કુંવરને સોંપી દીધા એની બ્હીકે કોઈ ભાયાત કે પ્રજાજન ચું કે ચા કરી શક્યા નહિં 'હવે શું થશે ? શું મારા રાજાને મુસલમાનો અમદાવાદ લઇ જશે ? ત્યાં લઇ જઇને તેઓ તેને વટલાવશે તો ? હાય હાય હવે શું થાય ? લાખ્ખો પ્રજાજનો વચ્ચેથી મુસલમાનો રાજાને લઈ જશે તો અમારા નાક કપાશે. અમદાવાદમાં એમ કહેવાશે કે હિન્દુઓ હવે રાજભક્તિ દેશભક્તિ ને સ્વામી ભક્તિ પરવારી બેઠા ત્યારે શું થાય ? ભલે મારૂં માથું જાય, પણુ હું મારા રાજાને અમદાવાદ નહિં લઈ જવા દઉં ?" એવો વિચાર કરતો એ રાજભક્ત કુંભાર પોતાના રાજાને છોડાવ-વાની યુક્તિ શોધવા લાગ્યો. અને તેને એક ઉપાય સુઝયો. તત્કાળ તે ઉપાય અજમાવવા તૈયાર થયો.

× × ૫ × ×

ગોધાથી બાળારાજાને લઈ ઉપડેલી ફોજે દસકોશ પ્રવાસ કરી એક ગામડાના પાદરમાં રાતવાસો રહેવા પડાવ કર્યો. ઠેકાણે ઠેકાણે તંબુ રાવટીઓ ખોડાવા લાગ્યા. ફોજના માણસોની સગવડતા માટે

આજુ બાજુના ગામડાઓમાંથી વેઠીઆઓ પકડાવા લાગ્યા. ઘોડાઓ માટે ઘાસચારો અને મનુષ્યો માટે સીધા સામગ્રી બળતણ પાણી અને વાસણ વીગેરેની સગવડતા થવા લાગી.

ફોજના સિપાહીઓ રાત્રી ભોજનથી પરવારી પથારીઓમાં પડયા. કેટલાક જાગતા બેસી વાતોના તડાકા ચલાવતા કે ગાન તાન કરતા હતા. એમ ફોજી જુવાનોની નિશા ગુજરી રહી હતી. છાવણી ફરતાં ગોઠવાયેલા પહેરગીરો ખંભે ખુલ્લી તલવારો મૂકી ચક્કર લગાવતા હતા. એવી વેળાએ એક ગામડીઓ માથે ટોપલો મૂકી શાહી છાવણીમાં ફરતો હતો. તેની ચેષ્ટાઓપરથી સમજી શકાય તેમ હતું કે, તે અત્યારે કંઇક સુયોગ શોધતો હતો. ફરતો ફરતો તે એક રાવટીમાં પેસી ગયો. તે રાવટીમાં એક બાળક વિચાર મગ્ન સ્થિતિમાં બેઠો હતો.

તે બાળક અન્ય નહિં ગોહિલવાડનો બાળ રાજા સારંગજી હતો. હવે તેને કાકાનો દગો સમજાયો હતો. મુસલમાનો અમદાવાદ લઇ જઈ પોતાની કેવી વલ્લે કરશે? એ પ્રશ્ન તેને ભય ઉપજાવતો હતો. ગોહિલ-વાડનો એક પણ ભાયાત કે સરદાર પોતાને ઓળમાં સોંપાતો અટકાવી શક્યો નહિં તે માટે તેને શોક થતો હતો. તેના અંતરમાં એવી શંકા ઉત્પન્ન થઈ કે હવે હિન્દુઓમાં રાજભક્તિ રહી નથી નહિંતો પોતાને મુસલમાનો અહિં સુધી લાવી શકે નહિ.

એવા વિચારમાં નિમગ્ન બનીબેઠેલા બાળ રાજાની નજરે એક ગામડીઓ દેખાયો. તેણે અજાણ્યા આંગતૂકને પૂછ્યું. "તું કોણ છે?"

"અન્નદાતા! અત્યારે વાત કરવાનો વખત નથી. જો આપને અમદાવાદ ન જવું હોય તો હું સુબાના હાથમાંથી છોડાવા આવ્યો છું. આ ટોપલામાં બેસી જાઓ. હું ટોપલો મારે માથે ઉંચકી ચોરી છુપીથી બહાર નીકળી જાઉં."

એ ગામડીઓ ભોજો કુંભાર હતો. કોળીયાકથી અહિં સુધી

આવી ફોજનાં વાસણો વેચવા આવેલા કુંભારો સાથે તે પેસી ગયો હતો. જે ઇરાદે તે આવ્યો હતો તે ઇરાદામાં સફળ થયો હતો.

તેની માંગણી પ્રમાણે બાળારાજા ટોપલામાં બેસી ગયા એટલે ભોજો માથે ટોપલો મૂકી ચાલતો થયો.

" કોણ ?" થોડે દુર જતાં તેને પહેરગીરે ટપાર્યો.

" એ તો હું. " ગામડીઆએ જવાબ આપ્યો. ટોપલામાં બેઠેલા બાળારાજાને ફાળપડી ' હમણાં પકડાઇ જઇશ. '

" હું કોણ ?" પહેરાવાળાએ પૂછ્યું.

" કુંભાર ! "

" કુંભાર ? આવે વખતે ? "

" શાબ ! દી'સતાં વાસણો દેવા આવ્યો હતો પણ પાણી ભરવામાં મોડું થઈ ગયું. જો શક પડતો હોય તો પુછીને ખાત્રી કરી આવો હું અહિં ઉભો છું. "

એના જવાબથી પહેરેગીરને વિશ્વાસ આવ્યો તેણે જવાની રજા આપી. ભોજે મુઠ્ઠીઓ વાળીને મારી મૂકચા. ત્રણ ચાર કોશ પહોંચ્યા પછી ટોપલો નીચે મૂકી તેણે બાળારાજાને પૂછ્યું.

" બાપા ગોધે જવું છે ? તો પોહ ફાટતા પહેલાં પહોંચાડી દઉં "

" નહિં એક વખત કાકાએ દગો દીધો બીજી વખતે જાનથી મારી નાંખે. "

" હવે બાળારાજાને કયાં લઈ જવા ? તે વિચારતો ભોજો ઉભો હતો એટલામાં એને કાને ઘોડાઓની પડઘી સંભળાણી ચમકીને જોયું તો રાત્રીના આછા અજવાળામાં ભાલા ચળકાવતા શાહી સ્વારોને દીઠા.

ટોપલો માથે મૂકી ન્હાશી છુટયો. એક ખાઇમાં ઉતરી ગયો. રાત્રીને પાછલે પહોર એક ઉંડી સરીતાના કિનારે જઇ પહોંચ્યો.

તે સ્થળે અતિતોની જમાત પડી હતી. તેના ગુરૂના ચરણમાં ટોપલો મૂકી હાથ જોડીને બોલ્યો.

"બાપુ! પ્રભુને ખાતર મારા રાજાને બચાવો. એમ કહી તેણે ગુરૂને સઘળી બીના જણાવી દીધી સાંભળીને મહંતે પૂછ્યું.

"તારા રાજાના કોઇ સગા છે?"

"હા. પાવાગઢના પતાઇ રાવળના ઘરમાં બાળારાજાના ફઈબા છે."

"ઠીક. હું તારા રાજાને પાવાગઢ પહોંચાડી દઇશ." મહંતે વચન આપ્યું.

"અન્નદાતા! આ જમાત સાથે પધારો. "ભોજાએ રાજાને કહ્યું. સારંગજીને મહંત ઉપર વિશ્વાસ બેઠો તે ટોપલા બહાર નિકળી તેને પગે પડયો.

મહંતે માથે હાથ મૂકી કહ્યું. "બચ્ચા! ગભરાઇશ નહિં. હું તને પાવાગઢ લઇ જઇશ." એમ કહી તેણે સારંગજીને ઉજળેડીલે ભભૂતિ ભુંસી ભગવી પહેરાવી દીધી.

"બોલ હવે તારા રાજાને કોઈ ઓળખશે? મહંતે ભોજાને પૂછ્યું.

"ના બાપુ. હવે હું રજા લઉં છું."

"સુખેથી જા." મહંતે રજા આપી. ભોજો કોળાયાક તરફ ચાલતો થયો. મહંતે પ્રભાતને પહોર તે સ્થળેથી પડાવ ઉઠાવ્યો.

"કોઈ કુંભાર રાજકુમારને ઉપાડી ગયો." શાહિ ફોજમાં ચારકો થયો. સુબો સમજ્યો કોઈ રાજભક્ત પૂરૂષ રાત વખતે મારી છાવણીમાં આવી તેના રાજાને ઉઠાવી ગયો. તેણે કુંભાર પાછળ થોડા સ્વારો દોડાવ્યા પરન્તુ તેઓ પ્રભાતમાં ખાલી હાથે પાછા આવ્યા.

બાળરાજા ગુમ થયાના સમાચાર સુબાએ ગોધે કહેવરાવ્યા નહિં. તેમજ અમદાવાદના સુબા સમક્ષ એ પ્રકારનો કશ્યો પ્રસ્તાવ કર્યો નહિં.

× × ૬ × ×

"બા! આપણા ગામને પાદર એક ગોંસાઈની જમાત ઉતરી છે. એમાં એક બાલુડો જોગી છે. એને જોઈ મને તો મોટાભાઈ સાંભરી આવ્યા. એનું મોઢું જાણે બાપુનું જ મોઢું જોઈ લ્યો." એક વડારણે પાવાગઢના પટરાણી આગળ આવીને એક નવી વાત સંભળાવી.

"મારે એ બાળુડા જોગીને જોવો પડશે." પટરાણીએ જણાવ્યું. એના હૈયામાં ફાળ પડી કે "પોતાના સ્વર્ગસ્થ ભ્રાતાનો કુંવર કોઈ કારણસર રાજપાટ પરહરી ભરથરીની પેઠે અંગે ભભૂતિ ભરી જોગીઓની જમાત સાથે નિકળી ગયો હોય?"

"હા. બા...મારી આપને એજ વિનંતી છે. આપ એક વખત એ જોગીને નજરોનજર નિહાળી લ્યો. હું પનઘટ ઉપર પાણી ભરવા ગઇ હતી. તે વખતે નવી જમાતનો પડાવ જોઈ જોગીઓના દર્શન કરવા ઉભી રહી. એવે મારી નજર એ બાળુડા જોગીના વદન ઉપર પડી. એ જ ઘડીએ મને ભાઈ સાંભરી આવ્યા. મને તો વ્હેમ પડે છે બા! કુંવર તો નહિ હોય?" દાસીએ રાણીના હૃદયમાં હતી એજ વાત કરી.

"જા તું અત્યારે ને અત્યારે એ જમાતને આમંત્રણ આપી આવ્ય. કહેજે કે રાણીજીએ આખી જમાતને જમવાનું નોતરૂં દીધું છે. બપોરે દરબારગઢમાં પધારે." રાણીએ વડારણને નોતરૂ આપવા મોકલી.

પાવાગઢમાં ખીચી શાખાનો ચૌહાણ જયસિંહ અથવા પતાઈ રાવળ રાજ્ય કરતો હતો. તેના રાણીવાસમાં જે રાણી હતા તે, કાનાજીના ભગિની હતા. તેની સાથે ગોઘાની જે વડારણ હતી. તેમાંથી એક વડારણ રાણીવાસમાંથી પાણી ભરવા ગઈ, તે વખતે પાવાગઢને પાદર એક જમાત આવી ઉતરી હતી. તેમાં એક બાળયોગીને અવલોકિ તે યોગી ગોહિલવાડનો રાજકુમાર હોય તેવો સંદેહ પડવાથી

વડારણે રાણીવાસમાં જઈ ગોહિલ રાણીને ઉપરોક્ત વાત કહી. તે સાંભળી રાણીને તે યોગી અવલોકવાની જીજ્ઞાસા જાગી. તેથી આખી જમાતને જમવાને બ્હાને દરબારગઢમાં બોલાવી.

દાસી રાણીની આજ્ઞા મૂજબ જમાતના મહંતને જમવાનું આમંત્રણ આપી આવી. યથા સમયે જમાત વાજતે ગાજતે રાજમહેલમાં આવી પહોંચી.

× × ૭ × ×

અતીતોની જમાત જમી રહી. એટલે એક દાસીએ આવી કહ્યું. " રાણીજી હાથોહાથ દાન દેવા ઇચ્છે છે. માટે એક પછી એક મૂર્તિ પધારો."

રાણીના એવા વાક્યો સાંભળી એક પછી એક યોગી રાજભુવનના પગથીઆ પર ઉભેલ પાવાગઢની પટરાણી પાસે જવા લાગ્યા. રાણી, કિરતારને નામે ઘરબાર તજી દેનાર જોગીઓના દર્શન કરતા જાય છે. ને પાસે ઉભેલા કામદાર યોગીને ચરણે ભેટ ધરતો જાય છે. અંતે રાણી જે જોગીડાની વાટ જોતા હતા. તે બાળુડો જોગી જમાત વચ્ચેથી રાણી તરફ આવવા લાગ્યો. રાણી સ્થિર નજરે આવતા જોગીડાને જોઈ રહી. માથે સુંવાળા અને કાળા મોવાળા, ભભૂતિવાળા થવાથી ભુરા ભાસે છે. એનું અર્ધ ચંદ્ર સમું કપાળ અનેરા તેજથી પ્રકાશે છે, ગોરા અંગ માથે ભભૂતિ ભુંસી છે. છતાં તેનું અગાધ રૂપ ચમકી ઉઠે છે. આવતા જોગી સામે આંગળી ચીંધીને રાણીએ કામદારને કહ્યું. " કામદાર, એને હાથોહાથ દાન દેજો. "

એટલામાં જોગી રાણી આગળ આવી ઉભો. એની આંખો રાણીના વદન પ્રતિ લાગી રહી હતી. રાણીની આંખ્યો એના પ્રત્યે વત્સલ્યતા વર્શાવતી હતી. એણે બાળુડા જોગીને ઓળખ્યો. ' નક્કી આ કાનજીનો કુંવર. ગોહિલવંશનો ઉજાળક સારંગજી એમાં લગારે સંશય નથી.'

" લ્યો યોગીરાજ ! આ દક્ષિણા." એમ બોલી કામદારે હાથ લંબાવ્યો.

બાળુડો જોગી લાલ નજરે કામદાર તરફ નિહાળી રહ્યો હાથ લાંબો થયો નહિં.

" મહારાજ ! કેમ દાન લેતા નથી ? " રાણીએ પૂછ્યું.

" હું હાથ લંબાવતો નથી. "

" કેમ ? "

" દુધ અસલ રાજપૂતનું છે. "

" એમ ? "

" હા. "

" ઠીક ત્યારે પધારો જેવી ઇચ્છા. " રાણીએ યોગીને રજા આપી. અને જમાતના મહંતને બોલાવી પૂછ્યું.

" પેલો બાળુડો જોગી કોણ છે ? "

" આપે તેને ઓળખ્યો ? " મહંતે સામો પ્રશ્ન કર્યો.

" હા. " રાણીએ જણાવ્યું.

" બસ ત્યારે. મારે હવે વધારે ઓળખાણ આપવાની નથી. આપને સોંપવા માટે જ હું છેક ગોહિલવાડમાંથી મારી સાથે લાવ્યો છું ' તેના કાકા રામાજીએ રાજલોભને વશ થઈ એને અમદાવાદી ફોજને ખોળમાં દઈ દીધા હતા. ત્યાંથી ભોજા કુંભારે છોડાવ્યા ને મને ભળાવ્યા. એ બાળુડો જોગી અન્ય નહિં, પણ આપ ધારો છો તે આપના બન્ધૂ કાનજીના કુંવર સારંગજી ગોહિલ છે. "

મહંતને મૂખેથી સઘળી બીના જાણી રાણી પરમ પ્રસન્ન થઈ. મહંતે બાળુડા જોગીને બોલાવી તેનો હાથ રાણીના હાથમાં સોંપતા કહ્યું.

"લ્યો મૈયા. આજથી આને બાળુડો જોગી નહિં ગોહિલવાડનો બાળુડો રાજા ગણી રાખજો.

રાણીએ ભત્રીજાનો હાથ પકડયો એ જ વખતે એની જટા ઉતરાવી. ભગવી કંથા દુર કરાવી. રજવાડી પોષાક ધારણ કરાવ્યો. જમાતને થોડા દિવસ રોકી રજા આપી સારંગજી પાવાગઢમાં રહ્યા. ભણ્યા ગણ્યા. રાજનીતિ, સમાજનીતિ અને ન્યાયમાં પ્રવીણ નિવડયા. યુવાન વયે તે ભારે લડવૈયા નિવડ્યા. તેના રૂપ ગુણથી આકર્ષાઇ ડુંગરપુરના રાવળે તેની રાજકન્યા ગોહિલ રાજ સાથે પરણાવી. સારંગજી તે પછી પાવાગઢ તથા ડુંગરપુરનું લશ્કર લઇ સોરઠ પ્રતિ ચાલી નિકળ્યા.

× × ૮ × ×

બાળા રાજાને ઓળમાં સોંપ્યા પછી રામસિંહે રાજ્ય મેળવવાની ખટપટ આદરી. તેણે અમદાવાદ જઇ બાળા રાજાની ગુપ્ત તપાસ કરી. તેનો પત્તો નહિં મળવાથી તે પરમ પ્રસન્ન થયો.

રહેતા રહેતા તે પોતાને ગોહિલવાડનો રાજા માનવા લાગ્યો. તેને સ્વપ્નેય કલ્પના ન્હોતી કે—'સારંગજી પાછા આવી રાજ્યનો દાવો કરશે.' તેવામાં એક દિવસ તેણે ગોઘાના પાદરમાં કોઇના લશ્કરનો પડાવ જોયો, તપાસ કરતા જણાયું કે—આ લશ્કર સારંગજી ગોહિલનું છે."

તત્કાળ તેણે યુદ્ધની તૈયારી આદરી તેણે ગારીઆધાર તથા લાઠીના રાજકર્તાઓને મદદે બોલાવ્યા. સારંગજીને એ સમાચાર મળતાં તેણે ઉભય ભાયાતોને છાવણીમાં બોલાવી કહ્યું.

"આ રાજ્યનો ખરો હક્કદાર હું છું. તમે જો ન્યાય નીતિમાં માનતા હો તો, મારા મદદગાર રહો."

સારંગજી સાથે થોડી વાત થતાં સાથેજ ગારીયાધાર તથા અથિંલાના ગોહિલો તેના પક્ષમાં ભળી ગયા. રામસિંહ તેથી હતાશ થયો. તે યુદ્ધનો વિચાર માંડી વાળી સારંગજીને શરણે ગયો. તેથી કૌટુમ્બીક યુદ્ધ થતું અટક્યું.

સારંગજીએ ગોધાને બદલે ઉમરાળા પાટનગર સ્થાપી તે શહેરમાં સઘળા ભાયાતો તથા સ્નેહિઓને તેડાવ્યા. જે કુંભારે તેને શાહી ફોજમાંથી છોડાવ્યા હતા તે કુંભાર ભોજાના હાથે તેણે રાજતિલક કરાવ્યું. રાજતિલક થઈ રહ્યા પછી સારંગજીએ ભોજાને જે જોઈએ તે માંગવા કહ્યું. તેણે માંગ્યું કે—" આપના વંશજોને મારા વંશજોને હાથે રાજ્યતિલક થતું રહે. "

સારંગજીએ સહર્ષ ભોજા કુંભારની માંગણીનો સ્વીકાર કરી લીધો મહંત પ્રતાપગરને ગોપનાથની જગ્યોમાં સ્થાપ્યા. અને ગારીયાધારના ઠાકોરને ત્રાપજ નીચેના બાર, તથા અથિંલાના ઠાકોરને વાળુકડ નીચેના બાર ગામો બક્ષિસ આપ્યા. રામસિંહને ઉખરલ્લાના બાર ગામો જાગીરમાં આપ્યા. પતાઈ રાવળે એ પ્રસંગે સારંગજીને રાવળ પદવી અર્પણ કરી જે તેના વંશજો ધારણ કરતા આવ્યા છે. એ રીતે સારંગજી ગોહિલે પિતાનું રાજ્ય પૂનઃ પ્રાપ્ત કરી પોતાને ઉપકારી થનારાઓને યોગ્ય બદલો વાળી આપ્યો.

૭

# "સોમૈયાની સખાતે"

"રાજપૂતો મરી ખૂટયા. અસલ રાણીજાયા પૃથુરાજ ચૌહાણ સાથે ચંદ બિરદાવળી સાંભળતા સાંભળતા સમરાંગણમાં સૂતા એટલે અત્યારના રાજપૂતોમાં રાજપૂતીનો છાંટો ક્યાંથી હોય?"

ગઢાળી ગામના ચોરા ઉપર સુતેલા એક ચારણે વ્હેલી પ્રભાતે નિંદ્રામાંથી જાગતાં સાથેજ પથારીમાં બેઠા બેઠા ઉપલા વેણ ઉચ્ચાર્યાં. ચોરાના પગથીઆ ચડતા ચડતા એક જુવાને એ વેણ સાંભળ્યા. ચોરા ઉપર ચડી તેણે ચારણને પૂછ્યું.

"ગઢવા! અફીણ ઉતરી ગયું છે કે શું? પ્રભાતને પહોર રાજ-પૂતોનું જ પાનીયું? એનુ અન્ન તમારા દાંતમાં ભર્યું છે.

ચારણે ચોરા ઉપર આવેલા જુવાનને ઓળખ્યો. તે અર્થિલાનો ફટાયો હમીરજી ગોહિલ હતો. પોતાના વેણથી એને માઠું લાગ્યું હશે એવું અનૂમાન કરી તે બોલ્યો.

"અન્નદાતા! હું નિમકહરામ નથી. અંતરની વરાળ આવા કપરા વેણ પરાણે કઢાવે છે."

"એવડું બધુ, શું છે ગઢવા!"

"સાંભળો. ઝફરશાહ નામનો એક સરદાર થોડા સમયમાં સોમૈયાનું મંદિર તોડવા આવનાર છે. જયારથી આ વાત મારા જાણવામાં

આવી ત્યારથી હું સોરઠને ગામડે ગામડે ફરી હાકલ કરી રહ્યો છું કે રાણીજાયા રાજપૂતો જો રામ-કૃષ્ણના સપૂતો હો, તો સોમૈયાની સખાતે આવો. દુશ્મનોને હાથે મંદિરનો નાશ થતો અટકાવો. જો સાચા રાણીજાયા હો તો, ધર્મને નામે તમારાં માથા કપાવો."

" તમારી આ હાકલ રાજપૂતો નથી ઝીલતા ?"

" જો ઝીલતા હોત તો પ્રભાતને પહોર મારા મોઢમાંથી આવા વેણ નિકળે ? બબ્બે મહિનાથી સોરઠને ગામડે ગામડે ફરી રહ્યો છું. પણ અત્યાર લગીમાં એકકે રાજપૂત સોમૈયાની સખાતે આવવા તૈયાર થયો નથી બળતે હૈયે મારા મોઢામાંથી અત્યારે આવા નિંદાના વેણ નીકળી પડયા છે. તે સાંભળીને આપને માઠું લાગ્યું હોય તો માફ કરજો." એમ બોલતાં ચારણે હમીર સ્હામે હાથ જોડયા.

એના હાથ પકડી હમીરે કહ્યું. બસ, દેવી પૂત્ર ! હું સઘળી બીના સમજી ગયો. તમારા વેણ વ્યાજબી છે. જ્યારે ધર્મ ઉપર આફત આવી પડે, તિર્થસ્થાનો પર હુમલાઓ થાય, જ્યારે દેશદ્રોહીઓ ધેનૂઓ અને દેશ બન્ધૂઓ આફતમાં આવી પડે ત્યારે તમારી જેવા ચારણોની હાકલને વધાવી લઈ જે રાજપૂત બચ્ચો રણવાટ ન પકડે તેને રાજપૂત કહેવોજ શી રીતે ? ભલે, સોરઠના બીજા રાજપૂતોએ તમારી હાકલને ન વધાવી પણ મારૂં વચન છે કે હું સોમૈયાને મારૂં મસ્તક અર્પણ કરી દઇશ. આ વચનના બદલામાં હું તમારી પાસેથી માંગી લઉં છું કે, હવેથી સિંહણ જેવી રાજપૂતોણીઓના ધાવણને વગોવશો મા."

" બસ. મારા સાવઝ બસ. હવે રજપૂતોને નહિ વખોડું બાપ !" ગઢવીએ ખાત્રી આપી.

" લ્યો ! હવે કસુંબા પાણી લઈ બે ઘડી આનંદ કરો. " એમ કહી હમીરજીએ કસુંબો તૈયાર કરી સોનાની કટોરીમાં ભરી. " લ્યો કવિરાજ !" એમ બોલતા કટોરી ગઢવી સ્હામે ધરી.

"જે માતાજી." કહી હમીરના હાથમાંથી કસુંબાની પ્યાલી લઈ ગઢવી ગટગટાવી ગયો.

કસુંબો પી ગઢવી ખંભે ખડીઓ નાંખી ઉભો થયો. હમીર સ્હામે હાથ જોડી રજા માંગવા લાગ્યો."

"અરે! એમ તે થાય? બે ચાર દિવસ રોકાઈ જાઓ."

"ના, બાપ. આગ્રહ કરશોમાં હું કોઈ ઠેકાણે એક રાતથી વધારે રોકાતો નથી."

હમીરજીએ બહુ રકઝક કરી પણ, ચારણ રોકાયો નહિં તે હમીરને આશીર્વાદ દઈ ચાલતો થયો.

× × ૨ × ×

આપણે આગળ વાંચી ગયા છીએ કે સેજકજીના પૂત્ર સારંગજીને અર્થિલાની ગાદી મળી હતી, એ સારંગજી પણ તેના જ્યેષ્ટ ભ્રાતા રાણાજી ગોહિલ જેવા શુરવીર હતા. તેણે સ્વબળ વડે આસપાસના ઠાકોરોને હરાવી અર્થિલાની ગાદી વધારે મજબૂત બનાવી હતી. સારંગજી પછી કેટલી એક પેઢીએ ભિમજી થયા. તેને ત્રણ પૂત્રો હતા. દુદાજી, અર્જુનજી, અને હમીરજી. ભિમજી ગોહિલના સ્વર્ગવાસ પછી દુદાજી અર્થિલાની ગાદિએ બેઠા અને અર્જુનજીને ગઢાળીનો ગીરાસ મળ્યો. હમીરજી સગીર વયના હતા. એટલે તેણે 'જાગીર જોશે ત્યારે માગી લઈશ.' એમ જણાવી લીધી ન્હોતી. તેને અર્જુનજી પ્રત્યે અધિક પ્રેમ હોવાથી તેની સાથે ગઢાળી ગામેજ રહેતા હતા. એક વખત અર્જુનજી રા'મંડળીકને મળવા જુનાગઢ ગયા હતા. ઘરે હમીર એકલો હતો. એવામાં તેને એક ચારણ સાથે જે ચર્ચા થઈ તે આપણે વાંચી ગયા છીએ.

ચારણના જવા પછી એક એવો બનાવ બન્યો કે—ગોહિલ વીર હમીરને તેજ દિવસે સોમૈયાની સખાતે નિકળી જવું પડયું.

બપોરે મઢાળીના દરબારગઢમાં હમીર જમવા બેઠો. માતા પૂત્રને જમાડે એવા ભાવે અર્જુનજીના રાણી દિયરને જમાડતા હતા. જમતા જમતા હમીરે વાત ઉપાડી.

"ભાભી! આપણે ચોરે એક ચારણ આવ્યો હતો. તે કહેતો હતો કે—સોમનાથ ઉપર કોઈ મૂસલમાન સરદાર ચડી આવનાર છે."

"આવતો હશે!" ભાભીએ દિયરની વાતમાં રસ નહિં પડવાથી ટૂંકો ઉત્તર વાળ્યો.

"કહે છે કે—કોઈ રાણી જાયો રાજપૂત સોમૈયાની સખાતે જવા તૈયાર નથી."

"બીજા ભલે તૈયાર ન હોય તમે કયાં રાજપૂત નથી? જો ધર્મની ધગશ હોય તો જાઓને! સોમનાથને આંગણે દુશ્મનો સામે રણરંગ રમી મારા સાસુજીની કુખને દિપાવી દયો." એમ બોલતા રાણીએ મોઢું મરકાવ્યું.

હમીરનો હાથ થાળી ઉપર થંભી ગયો. હાથમાં પકડેલો ગ્રાસ મસ્તકે ચડાવી ઉઠયો. ખીંતિએ લટકતા હથિયાર ઉઠાવી બોલ્યો.

"દયો ભાભી! આજ લગી તમે મને માતાની ખોટ જણાવા દીધી નથી. માટે મા, દિકરાને રણ વિદાય દે એવા હર્ષના ઉમળકાથી વિદાય દયો."

"હં...હં...દિયરજી! આ શું બોલો છો? હું તો તમારી મશ્કરી કરતી હતી. હથિયાર પાછા મૂકી દયો. ન મૂકો તો......"

"બસ. ભભી! હું તમારા વેણ ઉપરથી સોમનાથ જવા સજ્જ થયો નથી. અર્થિલાને ચોરે સોમૈયાને નામે માથું કપાવવાનું વચન આપી ચૂકયો છું. એટલે મને અટકાવશો નહિં. જો રાજપૂતાણી હો તો, રણવિદાય માંગતા દિયરને કાયર બનાવશો નહિં."

રાણીએ ઘણી રકઝક કરી પણ હમીરે હથિયાર મૂકયા નહિં. એટલે એણે ઉજળે મોઢે રણ વિદાય આપી.

" જાઓ દિયરજી ! આપણા ઈષ્ટદેવ મુરલીધર રણમાં તમારાં રખોપાં કરશે."

હમીરે ભક્તિભાવે ભાભીને મસ્તક ઝુકાવ્યું. ને હાથ જોડી ગળગળે સાદે કહ્યું. " મારા ભાઈ જુનાગઢથી પધારે ત્યારે મારા પ્રણામ કહેજો. "

ભાભીની રજા મેળવી તેણે તેના માણસોને તૈયાર કર્યા. એક લોહિયા પચ્ચાસ ગોહિલ અશ્વારો લઈ તેણે તેજ ઘડીએ ગઢાળીમાંથી પ્રયાણ કર્યું.

× × ૩ × ×

" એલા સામેથી એક સામટા અશ્વારો આવે છે. "

ગઢાળીથી થોડા કોષ દુર કાંટાળી કાંટચ આવતી હતી. કાંટચ વચ્ચે ધોરી માર્ગ રોકીને કેટલાએક તિરકામઠા વાળા ભિલો ઉભા હતા. તેઓમાંથી એકે સામેથી કોઈ અજાણ્યા અશ્વારોને આવતા' અવલોકિ બીજાઓનું ધ્યાન ખેંચ્યું.

" જે હોય તેના હથિયાર પડીયાર ને અશ્વો આંચકી લેજો. " તેઓનો નાયક સાથેજ હતો તેણે હુકમ આપી દીધો.

મોવડીનો હુકમ મળતાં ભિલડાઓ તિરકામઠા ચડાવી તૈયાર ઉભા. આવતા અશ્વારો જેવા નિકટમાં આવ્યા તેવાજ તેઓને ઘેરી લીધા.

" કોણ છો તમે ?" ભિલડાઓને માર્ગ ઘેરી ઉભેલા જોઈ અશ્વારોના મોવડીએ પ્રશ્ન કર્યો.

" ગમે તે છીએ." ભિલોનો મોવડી આગળ વધ્યો. જો જીવતા જવાની આશા રાખતા હો તો, તમારા ઘોડા હથિયાર અને જે કંઈ હોય તે આપી દયો. "

" ઓ . . હો . . તમે લુંટારા છો એમ ? હવે ઓળખ્યા. તમે કોની આડા ફર્યા છો તે જાણો છો ?" અશ્વારોમાંથી એક તરફે

અશ્વને આગળ કરી કહ્યું.

" એ જાણવાની જરૂર નથી. જો જીવતું જવું હોય તો બધું મૂકી દયો. નહિં તો ઠાર મારશું."

" એમ? એટલી બધી હિમ્મત છે! ભાઈઓ! શું જોઈ રહ્યા છો?" તરૂણે લાલ મૂદ્રા કરી તલવાર ખેંચતા તેના સાથીદારોને ભિલડાઓ ઉપર તૂટી પડવાની આજ્ઞા આપી.

એની આજ્ઞા થતાં એના માણસો સઓાસબ તલવારો ખેંચી ભિલડાઓ ઉપર તૂટી પડયા. ભિલ્લોની સંખ્યા બમણી હતી. એટલે તેઓ નિર્ભયતા પૂર્વક અશ્વારો રહામે તિરોનો વરસાદ વરસાવવા લાગ્યા. અશ્વારોએ તેઓ રહામે તલ્વાર વાપરી અશ્વારોના કારમા મારથી અસંખ્ય ભિલ્લો ઠાર થયા. કેટલાએક ઘાયલ થઈ પડયા. અને કેટલાએક ભય પામી પલાયન કરી ગયા.

અશ્વારોના અગ્રેસરે ભિલ્લોના મોવડીને પકડયો કોમળ શરિરના એ વીરે પહાડ જેવા પ્રચંડ ભિલને પૃથ્વી પર પટકયો. કોઈ દાનવ સાથે દેવ યુદ્ધમાં ઉતર્યો હોય એવો દેખાવ થઈ રહ્યો.

પૃથ્વી ઉપર પટકી તરૂણ ભિલની છાતી ઉપર ચડી બેઠો. " લે...તારા ઈષ્ટ દેવને સંભારી લે." એમ બોલતાં તેણે તલવાર ઉંચકી એટલામાં તેને કાને કરૂણ પોકાર સંભળાયો.

" ક્ષમા! ક્ષમા!" ચમકીને તરૂણે નજર કરી તો એક રૂપાળી બાળાને વિહવળતા પૂર્વક દોડી આવતી દીઠી. પળવારમાં તે તેની નિકટમાં આવી પગે પડતી બોલી. " મારા બાપુને મારશો નહિં."

"તારો બાપ કેવો ભયંકર છે? તે તું જાણે છે?" તરૂણે પૂછયું.

" હા. હવે તે ભયંકર નહિં રહે. તે માટે હું તમને ખાત્રી આપું છું."

"નહિં. જો તારો તાત અત્યારથી લુંટ ફાટ નહિં કરવાની

પ્રતિજ્ઞા લે, તો જ તેને જીવતો છોડું નહિં તો આટલીજ વાર છે." એમ બોલી તરૂણે ફરી વાર તલ્વાર લંબાવી.

ભિલે મૃત્યુને સન્મુખ આવેલું જોઈ તરૂણની દયા યાચવા માંડી. "જો મને જીવતદાન દેતા હો તો હું આપે કહી તે પ્રતિજ્ઞા કરવા તૈયાર છું."

ભિલના એ વાકયો સાંભળી તરૂણ તેની છાતી પરથી નીચે ઉતરી ગયો. ભિલ પૃથ્વી પરથી ઉઠી તરૂણને મિત્રભાવે ભેટતાં પૂછવા લાગ્યો.

"આપ કોણ છો ?"

"હું ભિમજી ગોહિલનો પૂત્ર હમીરજી."

ઓ હો...આપના પિતા મારા મિત્ર હતા. આપ મને નહિં ઓળખતા હો. હું લુંટારો વેગડો ભિલ છું. મને આશા છે કે—મારા મિત્ર પૂત્ર તરીકે મને આપ એક વચન આપશો."

"ખુશીથી માંગી લ્યો." હમીરે વેગડાના વખાણ સાંભળ્યા હતા તેને નજરે જોતાં તેના પ્રત્યે માન દર્શાવતા કહ્યું.

"આપ મારા અતિથી થાઓ. થોડા દિવસ મારે ઘેર મહેમાન તરીકે રહી પછી જ્યાં જવું હોય ત્યાં સુખેથી જાઓ." ભીલે માંગી લીધું.

થોડી આનાકાની પછી હમીરે વેગડાની માંગણીનો સ્વીકાર કર્યો. વેગડાનું ગામ બહુ દૂર ન્હોતું. એટલે તે તેના માણસો સાથે થોડી વારમાંજ તેને ગામ જઈ પહોંચ્યો. માર્ગમાં પોતે જે કારણે નિકળ્યો હતો તે કારણ વેગડાને જણાવી દીધું.

× × ૪ × ×

વેગડા ભિલે એક સુન્દર મકાનમાં ઉતારો આપ્યો. તમામના અશ્વો બંધાવી દીધા. માણુસોને સુંવાળા બિછાના બિછાવી દીધા. બ્રાહ્મણો પાસે રસોઈ તૈયાર કરાવી તમામને જમાડયા. મહેમાનોને

જમાડીને વેગડો ઘરે ગયો. તેના જવા પછી હમીર એક ઓરડામાં એકલો પડી વિચારવા લાગ્યો. "કુદરત ઘડીમાં શું નું શું કરી નાંખે છે? અણુસરજી શત્રુતા, અને મિત્રતા." તે વધારે કલ્પના કરે તે પહેલાં તેને કાને અવાજ અથડાયો.

"અન્નદાતા! રામરામ."

"આવો." હમીરે અજાણ્યા આંગતુકને આવકાર આપ્યો. આવનાર મસ્તક ઝુકાવી પૃથ્વી પર બેઠો. એટલે હમીરે પૂછયું. "કોણ છો તમે?"

"હું એક ચારણ છું. આપની સાથે એક ખાનગી મસલત કરવા આવ્યો છું."

"જે કહેવું હોય તે ખુશીથી કહો."

"એમ નહિં વચન આપો. આપ મારો ચારણનો બોલ પાળશો."

"બેલાશક! ચારણને બોલે બંધાઈ હું માથું દેવા નિકળ્યો છું."

"શાબાશ. ગંગાજળીઆ ગોહિલના મૂખમાં તો આવા જ વચન શોભે. ધન્ય છે ખેરગઢના ધણીને!"

"કહો શું કહેવું છે?"

"આપ વેગડા ભિલની પુત્રી સાથે લગ્ન કરો."

હમીર ચમકયો ભિલની પૂત્રી પ્રત્યે તે મોહ પામ્યો હતો. પરન્તુ પોતે ક્ષત્રિય હોવાથી લગ્નનો વિચાર ન્હોતો થયો. તે અત્યારે ચારણના બોલ સાંભળી પહેલવહેલો થયો. છતાં વિવેક દર્શાવતા બોલ્યો.

"ગઢવી! ગાંડા થયા કે શું? હું ક્ષત્રિય થઇ તે ભિલ કન્યાને વરૂં? મારા પવિત્રકુળને કલંકિત કરૂં?"

"એમાં કશું લાંચ્છન નથી. આપ સોમૈયાને શિર અર્પવા પધારો છો, પણ સાંભળ્યું છે કે—હજુ કુંવારા છો. એટલે મહાદેવજીને

નામે માથું કપાવશો તો પણ કુંવારા હોવાના કારણે મૂક્તિ પામશો નહિં."

"ધારી લ્યો કે, તમારી સાથે વચને બંધાયો છું. એટલે આ માંગણી જાતિભેદ પરહરી સ્વીકારી લઉં. પરન્તુ આજે વરી કાલે તમારા સરદારની પૂત્રિને પરહરી હું રણક્ષેત્ર પ્રતિ વિચરી જવાનો છું. એટલે વેગડો તથા તેની પૂત્રી આ વાતનો સ્વીકાર કરશે નહિં."

ચારણે જણાવ્યુંઃ "પાર્વતી જાણે છે. આપ સોમૈયાને શિર અર્પણ કરી ચૂકયા છો. તેની સાથે વરશો. તો પણ યુદ્ધ માટે સંચરશો છતાં તે, આપની સાથે વરવાની હઠ લઈ બેઠી છે. તેથી જ વેગડાએ આપને સમજાવવા માટે મને મોકલ્યો છે. જો આપ હા કહો તો, આજને આજ તે લગ્ન કરી નાંખવા તૈયાર છે."

હમીરે માથું હલાવી મૂકભાવે સમંતિ દર્શાવી એટલે ચારણ આનંદના ઉમળકા સમેત ઉઠ્યો. હમીરને પ્રણામ કરી ચાલતો થયો.

પાર્વતિ હમીર પ્રત્યે મોહ પામી હતી. તેણે પોતાની ઈચ્છા પિતાને જણાવી. વેગડાએ તેને બહુ બહુ રીતે સમજાવી છતાં જ્યારે ન સમજી ત્યારે હમીરની ઈચ્છા જાણી લેવા પોતાના ચારણને મોકલ્યો. ચારણે વેગડા પાસે આવી હમીરનો વિચાર જણાવ્યો. એટલે વેગડો ખુશી થયો. એ જ રાતે હમીર તથા પાર્વતિનાં લગ્ન થઈ ગયાં.

"હજુ ઝફરને આવતાં છ મહિના લાગશે આપ અત્યારે સોમનાથ જશો તો, નક્કામું પડયું રહેવું પડશે. તે કરતાં છ મહિના અહિં રોકાઓ, હું પણ મારા પાંચસો ભિલ સૈનિકો લઇ આપની સાથે આવીશ."

વેગડા ભિલના એવા આગ્રહથી હમીર બીજી પ્રભાતે આગળ કુચ કરતો અટકયો. એ ન્હાનકડા ગામડામાં ભિલ પત્નિ સાથે અણ-અનૂભવેલા સુખો અનૂભવવા લાગ્યો.

સુખના દિવસોને વિતતાં વાર લાગતી નથી. જોતજોતામાં છ મહિના પુરા થયા. એટલામાં હમીરને સમાચાર મળ્યાઃ "ઝફરનું લશ્કર સૌરાષ્ટ્ર નિકટમાં આવી લાગ્યું છે."

હમીર અને વેગડો તૈયાર થયા. પાર્વતિ ભિલ કન્યા છતાં એક શુદ્ધ ક્ષત્રાણીની પેઠે હર્ષથી ઉભરાતે હૈયે પતિને રણવિદાય આપી. આ વખતે તે સગર્ભા હતી.

× × ૫ × ×

અર્ધ નિશાનો સમય હતો. સમઢીયાળા ગામને સરીતા કિનારે હમીરજી ગોહિલનો પડાવ પડ્યો હતો. રાત્રીભોજનથી પરવારી સઘળાં સૈનિકો પથારીમાં પડ્યા હતા. હમીરજી તેની રાવટીમાં હજુ જાગતા બેઠા હતા. જાગૃત અવસ્થામાં બેસી રહેવા કરતાં રાવટી બહાર નિકળી બેઘડી ફરવાનું મન થયું. તે સરીતાને સામે પાર જઈ ઉભા. રાત ચાંદની હતી. હવા ખુશનૂમા વ્હાતી. એ હવામાં બેઘડી રહેવાથી તેનું હૃદય સ્વસ્થ બન્યું. એટલામાં એની સ્વસ્થતાનો ભંગ કરતો કોઇનો રૂદન સ્વર તેના કર્ણપટ સાથે અથડાયો. સ્વર કોઇ સ્ત્રીનો લાગ્યો. 'સ્ત્રીજાતિ અત્યારે કયે કારણે રડતી હશે?' એવી વિમાસણ થઇ આવવાથી તે આવતા અવાજ પ્રતિ જવા લાગ્યો. થોડી વારે એક પડી ગયેલા મકાન નજીક જઇ પહોંચ્યો. ફળીઆમાં એક સ્ત્રી માથે કાળી કામળી ઓઢી બેઠી હતી. તે મૂખેથી મરસીઆ બોલતી રડતી જતી હતી. હમીર તેની પાસે ઉભો રહી મરસીયા સાંભળવા લાગ્યોઃ

માણસ માથે ખોડ, મોટામાં મોટી મોતની;
બીજી લાખ કરોડ, એ સમી એકે નહિં.
લાખણશી લ્હાડીલા બાળ, કયે કારણ રીસ કરી ગયો;
થાતાં તારો કાળ, જીવીને રોવું રહ્યું.

"મા! તમે કોણ છો? આવી કાળી રાતે કયે કારણે વિલાપ કરો છો?" હમીરજીએ પૂછ્યું. એનો અવાજ સાંભળી સ્ત્રીએ મૂખ

ઉપરથી કામળી ઉપાડી તેના તરફ જોયું ચંદ્રના આછા પ્રકાશમાં તેણે તેને અર્થિલાના ફટાયા તરીકે ઓળખ્યો. એકદમ ઉભી થઈ આશીર્વાદ આપતા બોલી:

"ખમ્મા બાપ! અત્યારે આપ અહિં ક્યાંથી?"

"હું સોમૈયાની સખાતે જવા નિકળ્યો છું. પણ તમે કોણ છો?"

"ચારણ છું. મારો એકનો એક દિકરો થોડા દિવસ પહેલાં ગુજરી ગયો છે. એને સંભારી રડું છું." વૃદ્ધ ચારણીયાણીએ પોતાની ઓળખાણ આપી રડવાનું કારણ જણાવ્યું.

"આઈ! તમારા દિકરા જેવા મારાય મરસીયા બોલોને? મને બહુ મીઠા લાગે છે." હમીરે પોતાના મરસીયા સાંભળવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"તું કરોડ વરસનો થા. મરસીઆ તારા ન હોય અન્નદાતા! મરેલા માણસના જોડાય. તારા તો આશીર્વાદ ગીતો ગવાય."

"હું મહાદેવજીને માથું અર્પણ કરીને ઘરેથી નિકળ્યો છું. એટલે મરેલોજ છું. પછી ગાવામાં શું વાંધો છે?"

"જો તારી એવી ઇચ્છા હોય તો મને સાથે લે. જ્યારે સોમૈયાને નામે તું મસ્તક કપાવીશ ત્યારે હું તારા મરસીઆ બનાવીશ."

હમીરને એ વાત પસંદ પડી. તે ચારણીયાણીનું નામ લાખબાઈ હતું. તેની પાસેથી રજા લઈ તે રાવટીમાં જઈ સુતો. બીજી પ્રભાતે એક રથ જોડાવી લાખબાઇને સાથે લીધા.

મઝલ દર મઝલ કરતાં વેગડો અને હમીરજી સોમનાથ પહોંચ્યા. હજુ ઝફરનું લશ્કર આવ્યું ન્હોતું. એટલે તેઓ છાવણી નાંખી પડયા. સોમનાથના રક્ષણ માટે ગુજરાત કાઠીયાવાડના અન્ય રાજપૂતો પણ એકઠા થયા હતા.

થોડા દિવસમાં સાગર જેવા જબ્બર લશ્કર સમેત ઝફરખાને

સોમનાથ પર હલ્લો કર્યો. રાજપૂતો " હર હર મહાદેવ "ની ગર્જનાએ સોમનાથની પાવન ભૂમિ ગજવતાં તેઓ મેદાને પડયા.

રાજપૂતો બહુ જ બહાદુરીથી લડયા. પરન્તુ સામટા સૈન્ય સામે કેટલો વખત ટકી શકે? સઘળા સામી છાતીએ લડતાં કપાઈ મૂઆ.

વેગડો અને હમીરજી સોમનાથના શિવાલય ફરતાં ગોઠવાયા હતા. જ્યારે ઝફરનું લશ્કર આગળ વધ્યું ત્યારે સોમનાથના દરવાજાનું રક્ષણ કરતો તેના પાંચસો ભિલો સહિત વેગડો સમરમાં સૂતો.

" વેગડ વડ ગુંજાર, ગઢ બારૈયે ગર્યો નહિં;
શીંગ સમા રણ હાર, અંબર લગી અડાડીઆ."

મદોન્મત મહિષિની પેઠે વેગડે સોમનાથનો દરવાજો રોકયો. એના શીંગડા આભ સાથે ટક્કર લઇ રહ્યા હતા. એટલે તેનાથી પાછું શી રીતે હટાય? તે હમીર પહેલાં પડયો અને અમર થયો.

વેગડો પડયો ઝફરના લશ્કરે સોમનાથના શિવાલયમાં પગ મૂકયો તે વખતે રણઘેલો હમીર દુશ્મનોના અનગળ દળને એકલે હાથે હરાવવાની હોડય બાંધી યુદ્ધમાં ઝુકયો. તેની તલવારે પળવારમાં ભારે ત્રાસ વર્તાવી દીધો. તેના સાથીદારો એક પછી એક પડયા. પણ એ તો ભારતનો ભિમસેન નવતેરી રમતો હોય તેવી રીતે દુશ્મનોને પકડી પકડી ફેંકતો રણે રમતો હતો.

આઈ લાખબાઈ એક તરફ ઉભા ઉભા એને બિરદાવતા હતા. " રંગ હમીર ! રંગ અથિલાના ધણી ! આજ તને સોમૈયોનાથ નોતરી રહ્યો છે. સાંભળ હર મંદરમાંથી કેવો ગેબી નાદ સંભળાય છે.

" વહેલો આવ્યે વીર, સખાતે સોમૈયાતણી;
હિલોળવા હમીર, ભાલા અણીએ ભિમાઉત. "

હે વીર ! તું સોમૈયાની સખાતે વહેલો આવજે. અહિં ભાલાની રમત મંડાવાની છે. તે રમવા હે ભિમજી ગોહિલના પુત્ર ! તને મહાદેવજીના નોતરાં છે. અને અત્યારે . . .

"પાટણ આવ્યાં પુર, ખળહળતા ખાંડાતણાં;
શેલે માંહિ શુર ભેંસાયણ શી ભિમાઉત."

સોમનાથ પાટણમાં સમશેરવાળાની સરીતા હલકી એમાં જેમ મહિષી દુદી પડે તેમ તું, ભિમજી ગોહિલના પૂત્ર કુદી પડયો.

ચંત ચતુરંગ કહેવાય, અણુકુલ અણુસારો થયે;
તેમ પોતાના પાય, ભરતો આવે ભિમાઉત.

તેજીલો અશ્વ જેમ વગર ઈસારે ચાલ્યો આવે તેમ તું. રિપૂદળ સામે વગર થડકયે હે ભિમજી ગોહિલના ભડવીર પૂત્ર! ભારથમાં પગલાં ભરતો આવે છે.

અગણીત દુશ્મનો સામે એકલ વીર હમીર કેટલીવાર ટકે? કોઈની તલવાર તેની ગરદન પર પડી. મસ્તક ધડથી જુદુ થઈ ધરણીમાં જઈ પડયું. પણ ધડ હાથમાં પકડેલી તલવાર ચલાવતું દુશ્મનો સામે લડવા લાગ્યું.

લાખબાઈ મરસીઆ બોલે છે. સાંભળીને ધરણી ઉપર પડેલું હમીરનું મોઢું મરક...મરક...મરકે છે. ને ધડ તલવાર ફેરવતું દુશ્મનોને તડોતડ ભૂમિ પર પછાડે છે.

"વેળુ તારી વીર, આવી ઉવાટી નહિં;
હર મંદિર હમીર, ભેખડ હતો ભિમાઉત.
તું જાતા બીજા તણાં, હર માથે પડીઆ હાથ;
તું હતો ભારથ જાત, ભેરે આવ્યો ભિમાઉત.
વન કાંટળા વીર, જીવીને જોવા રહ્યાં;
આંબો અવઢ હમીર, ભાંગ્યો મોરી ભિમાઉત."

લાખબાઈના મરસીયા પુરા થયાં. ત્યાંસુધી હમીરનું ધડ લડયું. પછી શાન્ત થઈ પડયું. લાખબાઇએ છેલ્લો મરસીઓ કહ્યો.

"હર પર પડયા હર, કંકણ રડવડયા પારવતી તણાં;
પડયા ધડ ને શર, ભારથ રમતાં ભિમાઉત"

એ રીતે અર્થિલાનો કુંવર હમીરજી. ગોહિલોના કીર્તિ મંદિર ઉપર કળશ ચડાવી રણમાં પડયો. પાર્વતિ તેની પાછળ સતી થઈ હમીરજીનું સ્મારક હાલ સોમનાથ પાટણમાં છે.

પાર્વતિથી હમીરજીને એક પૂત્ર થયો હતો. તેના વંશજો હાલ કાઠીયાવાડમાં ગોહિલ કોળી તરીકે પ્રસિદ્ધ છે.

લાખબાઈ માતાની દેરી સમઢીયાળા ગામે મોજુદ છે.

હમીરજી ઈ. સ. ૧૪૯૦માં સોમનાથની લડાઈમાં પડયા હોય તેમ માની શકાય છે.

: ૮ :

# "રણઘેલા રામદાસ"

**મારવાડમાંથી** સૌરાષ્ટ્રમાં આવી ગોહિલ રાજ્યની સ્થાપના કરનાર સેજકજીના વંશમાં એક પછી એક દાનવીર, રણવીર, દયાળુ, પ્રજાપ્રેમી, અને સિંહ સમા શુરવીર રાજવી થયા છે. જેઓના કીર્તિગાનો અદ્યાપી પર્યન્ત ગવાઈ રહ્યા છે. ગોહિલ રાજવંશમાં રામદાસજી પણ પ્રસિદ્ધ વીરપૂરૂષ થઈ ગયા છે.

ઉમરાળામાં ગાદી સ્થાપનાર સારંગજી પછી તેના પુત્ર શિવદાસજીએ ઈ. સ. ૧૪૪૫ થી ૧૪૭૦ ત્યાર બાદ તેના કુમાર જેતાજીએ ઈ. સ. ૧૪૭૦ થી ૧૫૦૦ રાજ્ય ભોગવ્યું. જેતાજીને બે કુમારો હતા. રામદાસજી અને ગંગદાસજી. રામદાસજી ઉમરાળાની ગાદીએ બેઠા. ગંગદાસજીને ચમારડી ગામ ગીરાસમાં મળ્યું. મહારાજ રામદાસજી તેના પૂર્વજો જેવા પરાક્રમી, પ્રજાપ્રિય અને નીતિવાન હતા. તેઓ દાન પૂન્ય તથા તિર્થ યાત્રાઓ પ્રત્યે અપૂર્વ શ્રુધા ધરાવતા. તેણે ભુજબળ વડે રાજ્યમાં શાન્તિ સ્થાપી હતી. શત્રુઓ તેનાથી એટલા બધા ભય પામતા કે, ઉમરાળા તરફ આંખ પણ ઉંચી કરી શકતા નહિં.

રાજ્યસુખ ભોગવતા રામદાસજી પચ્ચાસ વર્ષની વયે પહોંચ્યા છતાં તેઓ રૂપવાન તેમજ યુવાન દેખાતા હતા. એક વખત એ ગોહિલ રાજાને કાશી જવાનો વિચાર થયો. પોતે કાશીની યાત્રા કરે

ને રૈયત રહી જાય? પ્રજા પ્રેમી રાજાએ આખા રાજ્યમાં દાંડી પીટાવી. 'મારી પ્રજામાંથી જે નરનારીઓને કાશીની યાત્રા કરવા આવવું હોય તે, ઉમરાળે આવી સંઘમાં ભળી જાઓ."

મહારાજાની આ જાહેરાત સાંભળી અસંખ્ય પ્રજાજનો એકઠાં મળ્યા. એ વિશાળ સંઘ સમેત મહારાજા ઉમરાળેથી ચાલી નિકળ્યા. માર્ગમાં આવતા તિર્થો કરતાં કાશી પહોંચ્યા. કાશીમાં મહારાજાએ ચૌદ હજાર બ્રાહ્મણો જમાડયા. અને દરેક બ્રાહ્મણને એક એક સુવર્ણ મુદ્રા દક્ષીણામાં આપી. એવી દાન વીરતાથી સોરઠના એ દાનેશ્વરી રાજાને કર્ણની ઉપમા મળી.

કાશીની યાત્રા પૂર્ણ કરાવી રામદાસજીએ સંઘને સોરઠ તરફ વળાવ્યો. અને પોતે એક ચારણ કવિ તથા થોડા અંગરક્ષકો સાથે લઈ રાજપૂતાનાના પ્રવાસે નિકળ્યા. ન્હાના મોટા અનેક નગરો નિહાળીને તે રાજપૂતાનાની શોભારૂપ ચિતોડ નગરી તરફ વળ્યા.

× × ૨ × ×

જેનાથી હિન્દુ જાતી ઉજળી રહેવા પામી છે. જે છત્રીશે રાજકુળના સ્વામી મનાય છે. એવા ચિત્તોડના સિસોદીયા રાણા સંગ્રામસિંહ એક પ્રભાતે ચિત્તોડની રાજસભામાં વિરાજમાન છે. તેની ફરતા રાજભક્તિના સ્થંભ મનાતા ચંદ્રાવત્ અને કૃષ્ણાવત્ સામંતો દીપી રહ્યા છે. એ વખતે એક પરદેશી રાજપૂતે રાજસભામાં પ્રવેશ કર્યો. એનો સોરઠી વેષ અને નમણારૂપ ઉપરથી રાણો તેને કોઈ ભૂપતિ તરીકે ઓળખી સિંહાસન પરથી છલંગ મારીને ઉઠયો. અતિથી રાજને રાજરીતિ પ્રમાણે આવકાર આપી. પોતાની નજીકના આસન ઉપર સ્થાન આપ્યું. મળી ભેટીને બેઠા પછી રાણાએ પૂછ્યું.

" આપનું નામ?"

" મારૂં નામ રામદાસજી."

"વાહ રામદાસજી વાહ. સભામાં બેઠેલા સિસોદીઆ વીરો અંતરગત બોલી ઉઠયા. તેઓ તેના રૂઆબમાં અંજાઈ ગયા હતા.

"આપ કયા રાજકુળને દીપાવો છો?" રાણાએ બીજો પ્રશ્ન કર્યો.

તેને પ્રત્તિઉત્તર આપતો રામદાસજીનો કવિ કહેવા લાગ્યો. "રાણાજી! મારા રાજા સૌરાષ્ટ્રનો જે ભાગ ગોહિલવાડ તરીકે ઓળખાય છે. ત્યાંના સ્વતંત્ર રાજા છે; અમારૂં પાટનગર ઉમરાળા સુંદર છે. અમારૂં ગોહિલ કુળ ચંદ્રવંશી પાંડવ કુળને શોભાવનાર છે. સોરઠનાં ક્ષત્રિયોમાં ગોહિલોની ધીરતા વીરતા વખણાય છે."

ચારણને મૂખેથી રામદાસજીનો સમ્પૂર્ણ પરિચય સાંભળી રાણાજી પ્રસન્ન થયા. સભા વિસર્જન થઈ ત્યારે રાજ અતિથીને લઈ રાજમહેલમાં ગયા ત્યાં સાથે બેસારી ભોજન કરાવ્યું. અને એક સૂશોભિત મહાલયમાં ઉતારો આપ્યો.

× × ૩ × ×

"કવિરાજ! તમારા રાજાને સમજાવો. હું મારી કુંવરી સુકોમળબા તેને આપી ચૂકયો."

રાણા સંગે રામદાસજી સાથે જે ચારણ કવિ હતો તેને એકાન્તમાં બોલાવીને પોતાની ઈચ્છા કહી સંભળાવી.

ચારણ કવિએ જવાબ આપ્યો. "આપતો ઉંચા કુળના છો. આપની સાથે અમારા રાજાનો શરિર સબંધ બંધાય એતો ગોહિલ કુળને માટે ગૌરવનો વિષય લેખાય. પરન્તુ ઠાકોર હા કહે કે કેમ? તે માટે મને શંકા છે. કારણ કે ઘરે ત્રણ જુવાન કુંવરડા છે."

"ગમે તે થાય પણ જયારથી મેં ઠાકોરને જોયા ત્યારથી મારી કુંવરી પરણાવવાનો સંકલ્પ કરી લીધો છે. માટે તમે ગમે તેમ કરીને સમજાવો."

"ઠીક છે હું પ્રયાસ કરી જોઇશ." એમ કહી ચારણ રાણાની

રજા લઈ ઉતારે ગયો. ઉતારે જઈ રામદાસજીને વિનવવા લાગ્યો કે.

" મહારાજ! મેં આજ રાણાજીને એક વચન આપી દીધુ છે હવે એ વચન પાળી લાજ રાખવી આપના હાથમાં છે."

" એવું શું છે ગઢવા!" રામદાસજીના મૂખ ઉપર જીજ્ઞાસાની રેખા અંકાઈ.

" રાણાજી તેની કન્યા આપને દઈ ચૂકયા. અને હું આપને સમજાવી લગ્ન કરાવવાનું વચન રાણાજીને દઈ ચૂકયો." ચારણે બનેલી બાના જાહેર કરી.

" ગઢવી! રાણાજી મારા ભવ્ય દેખાવ ઉપરથી ભૂલ ખાતા હશે. હું પચ્ચાસ વરસ વટાવી ગયો છું આટલી અવસ્થાએ લગ્ન?" રામદાસજી એ આશ્ચર્ય દેખાડયું. " એમાં શું? પૂરૂષ ગમે તે અવસ્થાએ લગ્ન યોગ્ય મનાય છે." કવિએ દલીલ કરી.

રાણાજીને રાજી રાખવા રામદાસજી લગ્ન કરવા તૈયાર થયા. ચારણ કવિએ રાણાજીને જવાબ સંભળાવી દીધો.

" મારા રાજા લગ્ન કરવા સમંત થયા છે."

એજ દિવસે રાણાસંગે લગ્ન જોવરાવ્યા નિયત કરેલા દિવસે મેવાડની રાજકન્યા સાથે રામદાસજીના લગ્ન ભારે ધામધૂમથી થયા. તે પ્રસંગે ગોહિલ રાજાએ છુટે હાથે ભાટ ચારણોને દાન દીધા, કવિઓએ ગોહિલ કુળના કાવ્યો લલકારીને ગૌરવવંતો ચિતોડગઢ ગજવી દીધો.

× × ૪ × ×

પરણ્યા પછી રામદાસજી નવી રાણીના સહવાસમાં, ચિતોડની મહેમાનીની મિઠાસમાં, વાટ જોતા સ્નેહિ જનોને વિસરી ગયા. મેવાડી મહિલાઓના મધૂરા હાસ્ય વચ્ચે એક પછી એક દિવસો વિતવા લાગ્યા. સુખની લ્હેરોમાં ઉમરાળાનું રાજ્ય જુની રાણીઓનો

સ્નેહ, પ્યારા પૂત્રોની વાત્સલ્યતા, પ્રજાપ્રેમ, એ સઘળું છેકજ વિસરી ગયા. મહિનાઓ પછી મહિનાઓ વિતવા લાગ્યા. ગોહિલ રાજાને મનતો ઘટિકાઓજ વિતતી હતી.

એવે વર્ષા રૂતૂ આવી કોઇ છત્રપતિના દળકટકની પેઠે આભમાં એક પછી એક વાદળાઓના જુથ નિકળવા માંડયા. પવને દિશા પલ્ટી, ને મોરલાઓ ગહેકવા લાગ્યા. ચિતોડના રાજભુવનની અટારીમાં બેઠા બેઠા ગરવા ગોહિલે કલાપિનો ટહુકાર સાંભળ્યો. સાંભળતાં ભર નિંદ્રામાં પડેલો માનવી જેમ જબકીને જાગી ઉઠે, એમ એનું અંતર જાગી ઉઠયું. એકાએક સોરઠ સાંભરી આવ્યું.

બીજે દિવસે તેણે રાણા સંગ પાસે રજા માંગી રાણાએ આગ્રહ કર્યો. પરન્તુ રામદાસજીને ગોહિલવાડનું સૃષ્ટી સૌંન્દર્ય નિહાળવાની રઢ લાગી હતી. તેથી તેણે રાણાના આગ્રહને માન આપ્યું નહિં. છેવટ આઠ દિવસ મેવાડમાં વિતાવીને નવમે દિવસે સોરઠ તરફ કુચ કરવાનું નક્કિ થયું.

સ્વદેશ જઈ સ્નેહિજનોને મળવાની ઉત્કંઠા રામદાસજી રાત દિવસ રચ્યા રહે છે. આટલા મહિના વિત્યા પરન્તુ આ આઠદિવસો એને મન આઠ જુગ જેવા થઇ પડયા છે. પોતે ક્યારે સોરઠ પહોંચે? એજ તનમનાટ તેના અંતરમાં થયા કરે છે. પરંન્તુ દેવની ગતિ કોણે કળી છે? કોણ જાણી શકે છે કે–આવતી કાલે શું થવાનું છે. રામ જેવા અવતારી પૂરૂષે ન્હોતું જાણ્યું પછી રામદાસજી શી રીતે જાણી શકે? કે હવે વિધાતાએ પોતાના નસીબમાં સોરઠની હવા સર્જી નથી. અત્યારે જે કંઇ આશાના કિલ્લાઓ ચણાય છે તે ઘડી બે ઘડીમાં પડી જવાના છે.

× × ૫ × ×

રામદાસજીને સોરઠ તરફ રવાના થવાને માત્ર બે દિવસની વાર હતી. એટલામાં રાણાસંગ ઉપર અણ ચિંતવી આફત આવી

પડી. દિલ્હીના મોગલ બાદશાહના દુતે આવી સંગને સમાચાર આપ્યા કે " બાદશાહ બાબર દિલ્હીથી નિકળી ચૂકયા છે. તેણે તમને કહેવરાવ્યું છે કે કાંતો સામે આવી પગેપડી દિલ્હીની સતા સ્વીકારી લ્યો, અથવાતો યુદ્ધ માટે તૈયાર થઈ રહેજો."

રાજપૂતોના છત્રીશે કુળમાં મેવાડના સિસોદીઆ અટંકી મનાય છે. સ્વદેશ માટે તેઓની જેટલા ભોગ જગતની બીજી કોઈ પ્રજાએ આપ્યા નથી. રાણોસંગ અણનમ રાજપૂત; એનાથી વગર લડયે બાદશાહની આધિનતા, કેમ સ્વીકારી લેવાય? તેણે આવેલ દુતને જવાબ આપી દીધો. " તારા બાદશાહને કહેજે રાણોસંગ તને માથું નમાવવા કરતા તારે હાથે માથું કપાવવામાં વધારે મગરૂરી માને છે."

એવો જવાબ આપી દુતને રવાના કર્યો પછી તે ગોહિલ ઠાકોરને ઉતારે ગયો. ને રામદાસજીને કહેવા લાગ્યો. " ભાણેજ ! બનતી ઉતાવળે આપ ચિત્તોડમાંથી નિકળી જાઓ."

" આમ કેમ? આજદિવસ લગી આપ મને રોકાઈ રહેવાનો આગૃહ કરતા, આજ આટલી ઉતાવળે રજા આપવાનું કંઈ કારણ ? " રામદાસજીએ રાણાને વિદાયગિરી આપવા આવેલ જાણી વિસ્મયતા પૂર્વક પૂછયું.

" દિલ્હીનો મુગલ બાદશાહ ચિત્તોડ ઉપર ચડી આવે છે. એના પગલા મેવાડમાં ન પડે તે પહેલાં આપ સોરઠ તરફ સીધાવો તો સારૂ." સાંગા રાણાએ સાચી વાત કહી દીધી.

" વાહ, મામા. બહુ સારો વિચાર કર્યો. જે ઘડીએ આપના ઉપર બાદશાહ ચડી આવે, જે ઘડીએ આપ દેશ માટે મરી મીટવા તૈયાર થયા છો ? તે ઘડીએ હું આપને ભયમાં મૂકી કાયરની પેઠે ન્હાસી છુટું ? હવે હું લાખ વાતે ય જવાનો નથી. બાદશાહ સાથે ધીંગાણું થઇ જાય અને જો તેમાં બચવા પામીશ તોજ સોરઠના

જળપીવા જઈશ. નહિં તો અમરાજ;" રામદાસજીએ એક ક્ષત્રિય વીરને શોભતી હઠ લીધી.

"અરે : ભાણુભા આવી હઠ ન હોય; ગમે તેમ તોય તમે અમારા મહેમાન."

"રાણાજી, હવે મારી કને જાવાની વાત જ ઉચ્ચારશો નહિં યુદ્ધનું નામ સાંભળીને જો હું ચિત્તોડમાંથી જાઉં તો ગોહિલ રાજકુળને કલંક લાગે, સોરઠી શુરવીરતાને ઝાંખપ લાગે ને સોરઠી સમશેર લાજે."

રાણા સંગે રામદાસજીને બહુ બહુ રીતે સમજાવ્યા પરન્તુ તે ન સમજ્યા. એટલે રાણાએ તેની પીઠ થાબડતાં કહ્યું "ધન્ય છે ગોહિલ! આજ લગી હું એમ માનતો હતો કે ભરતખંડમાં માત્ર સિસોદીઆ જાતી જ શુરવીર છે. પરન્તુ હવે મને ખાત્રી થઈ કે, સોરઠ ધરતીને ખોળે પણ તમારી જેવા શૌર્ય વીરો પાકે છે. શાહબાશ છે આપના ગોહિલકુળને; ધન્ય છે આપની વીર ધરતીને!"

× × ૬ × ×

મેવાડના રણઘેલા રાજપૂતો સ્વદેશ સેવાના મહામંત્રથી ઉત્સાહિત થઇ દેશ યજ્ઞમાં માથાના બળિદાનો દેવાની દૃઢ પ્રતિજ્ઞાઓ કરી લઈ સમરના મયદાનમાં ઝુકી પડયા છે.

પહાડ જેવા પડછંદ ઇરાની, મૂલતાની, ખુરાસાની, અને મુગલ યોદ્ધાઓ સ્હામે રાજપૂતો ન્હાના બાળક જેવા દેખાય છે. પરન્તુ તેઓની તલવારોના એવા સજ્જડ ધાવો થાય છે કે જેના પર પડે તેના બે ભાગ થઈ જાય છે.

અફઘાનીસ્તાનમાંથી હિન્દમાં ઉતરી આવી લોદી વંશના ભાઇએ-ભાઇઓના ઝગડામાં પડી ઈબ્રાહીમ લોદીને દિલ્હીના તખ્ત ઉપરથી ગબડાવી સમસ્ત ભારતવર્ષમાં મોગલ વંશની સત્તા જમાવી દેનાર,

મોગલવંશના પહેલા બાદશાહ બાબર પાસે ભયાનક તોપો હતી. અરબીબંદુકો હતી, મોટી જંજાળો હતી, તે નાશકારી શસ્ત્રોનો ઉપયોગ મેવાડીઓ સામે થવા લાગ્યો. કદી નહિં જોયેલા એવા હથિયારોથી બર્છી, ભાલો, અને તલવારો વાપરનાર રાજપૂતો ગભરાયા.

રાજપૂત સેનામાં ધીરજાંગ ધીરજાંગ કરતા ઢોલ ગગડયા. શરણાઇઓમાં સિંધૂડા વગાડયા. એ સાંભળીને રાજપૂતોના હૃદયોમાં શૌર્યસાગરો ઉભરાવા લાગ્યા, એ શૌર્ય સાગરને ભયતરંગે ચડાવતી સામેથી હરૂડુમ...હરૂડુમ...કરતી તોપો વછુટી. ધડ...ધડ કરતી તોપો ફુટીને ચારે દીશાઓમાં ધૂમ્રપટ છવાઈ રહ્યો. કંઈક રાજપૂતો પૃથ્વી પર તુટી પડયા. સાંગારાણાએ રામદાસજી સામે જોયું. મદોન્મત માતંગની પેઠે એ મહારથી રાજપૂત સેનાની મોખરે ઝુઝે છે. તેણે રાણાની મુંઝવણ કળી જઇને કહ્યું.

" આ તોપો નડે છે ? "

" હા. " રાણાએ ખીન્નસ્વરે જવાબ આપ્યો.

" જો...જો ...હો. " કહીને ગોહિલે મોગલદળ તરફ દોટ દીધી. " હં...હં...ગોહિલ..." સંગનો સાદ ફાટી ગયો. પણ કોણ સાંભળે ? દક્ષનો યજ્ઞ ભંગ કરવા ઉપડેલા વિરભદ્રની માફક તે છુટ્યો. જાણે મહાપ્રલય કરવા સાક્ષાત કાળ વછુટ્યો. રાણોસંગ પાછળ થયો. આગળ રામદાસ અને પાછળ સંગ બેય યોદ્ધાઓ પ્રાણુ-ઘાતક તોપના ગોળાઓ સામે ખુલ્લી છાતીએ આગળ વધ્યા. તોપની હારમાળા પાસે જઈ સાંકળોએ બાઝયા. ભિમ જેવું ભુજબળ વાપરીને તોપો ફેરવી નાંખી એ સાથે " હર...હર...મહાદેવ. " કરતી રાજપૂત સેના સાગરજળની પેઠે મોગલદળમાં પેઠી.

હાથોહાથની લડાઈ ચાલી અનેક વીરો કપાઈ ગયા, અને ગોહિલ રામદાસજી જેમ ભિમનવતેરી રમતો હોય તેમ મુગલવીરોને ઉછાળે છે, બેય હાથમાં પકડેલી તલવારો શ્રી કૃષ્ણના સુદર્શન પેઠે

ફેરવે છે. તેણે કંઈક વીરોને કાપી નાંખ્યા, ચારેકોરથી શોર સંભળાયો.

"રંગ છે રામદાસ, ધન્ય છે પિરમના ધણી!"

એ અવાજો શમ્યા ન શમ્યા એટલામાં પિરમસિંહ પડ્યો. પણ કેવી રીતે?

હાથીના હોદ્દા પર બેઠેલા બાદશાહને પડકારી જેમ શિકાર માથે ચિત્તો તરાપે તેમ ઉઘાડી તલવારે તરાપ મારી. એકજ છલંગે હાથીના દંતશૂળ ઉપર જઇને તલવાર વીંઝી. ઝમઝમ કરતાં બાબરના અંગરક્ષકો કાપ્યા. "મારો... મારો..." કરતાં એક સામટા મોગલ વીરો એ ગોહિલ વીર પર તુટી પડ્યા. વિંધાઇને ગોહિલ પૃથ્વી પર પડ્યો.

રામદાસજી પડ્યા. એ સાથે જ રાજપૂતો પાછા હટ્યા. મુગલોની સંખ્યા ચારગણી હતી. એટલે જયની આશા ન્હોતી, અસંખ્ય રાજપૂતો મરણને શરણ થયા. થોડા બચ્યા તે ઘાયલ થયેલા સંગરાણાને રણભૂમિમાંથી ઉપાડી મેવાડના જંગલોમાં ન્હાસી ગયા.

× × ૭ × ×

બાદશાહ બાબરે પોતાના જીવનચરિત્રમાં લખ્યું છે કે, 'સાંગોરાણો મને ભારે પડ્યો હતો. જ્યારે તે મારી સામે લડવા આવ્યો ત્યારે તેનો એક હાથ ન્હોતો. તેના બન્ધૂ પૃથુરાજે તેની એક આંખ ફોડી નાખી હતી. એના અંગ ઉપર એકસોને આઠ જખ્મો થયા હતા. છતાં તે બહાદુર મારી તોપોને બાઝી પડ્યો હતો.' એવા શુરવીરની પડખે રહી લડતાં રામદાસજી મેવાડનીભૂમિમાં પડ્યા. એ સમાચાર સોરઠમાં પહોંચ્યા ત્યારે તેની રાણી સતી થયા.

રામદાસજીના યુવરાજ સરતાનજી ૧૫૩૫ માં ઉમરાળાની ગાદીએ બેઠા. તેઓએ તેના બન્ધૂ શાદુ'લજીને અધેવાડા ત્થા ભિમજીને ટાણા ગામ ગિરાસમાં આપ્યા હતા.

એક રાતે સરતાનજીના સ્વપ્નમાં શાલીગ્રામે આવી કહ્યું. " હું તારા પિતાની પાઘડીમાં હતો તે મેવાડના રાણા સાથે મુગલો સામે યુદ્ધ કરતાં મરાયો તે વખતે તેની પાઘડીમાંથી છુટો પડી દટાયો છું મારા ઉપર હાથીનો એક ટોકરો પડ્યો છે. તેની ઉપર અત્યારે રાફડો રચાઈ ગયો છે. હું તે રાફડામાં મુંઝાઈ રહ્યો છું. માટે તું મને સત્વર સૌરાષ્ટ્રમાં લઈજા."

સરતાનજીએ રાજપૂરોહિતને તે વાત કરી એટલે તેણે તે વાત સાચી હોવાનું જણાવ્યું. તેથી કેટલાએક બ્રાહ્મણોને મેવાડ મોકલ્યા. તેઓ શાલીગ્રામની મૂર્તિ સૌરાષ્ટ્રમાં લઈ આવ્યા. હાલ તે શિહોરમાં છે.

સરતાનજીના રાજ્યત્વકાળમાં જાણવા લાયક ઘટના ઘટી નથી. તેઓ ઇ. સ. ૧૫૭૦ માં કૈલાસવાસી થયા.

તેના યુવરાજ વિસાજી ઉમરાળાની ગાદીએ બેઠા. તેણે તેના બન્ધૂ દેવાજીને પચ્છેગામ, વિસાજીને અવાણીઆ, તથા મોકાજીને નવાણીઆ એ પ્રમાણે ગામો આપ્યા હતા.

દેવાજી મુરલીધરના પરમભક્ત હતા, તેથી તે સેજકજી મારવાડમાંથી જે મૂર્તિ સાથે લાવ્યા હતા, તે મૂર્તિ પચ્છેગામ લઈ ગયા. હાલ મુરલીધરજીનું મંદીર પચ્છેગામમાં મોજુદ છે. દેવાજીના વંશજો દેવાણી તરીકે ઓળખાય છે.

વીરાજીના પુત્ર વાછાજીના નામ ઉપરથી તેના વંશજો વાછાણી તરીકે પ્રસિદ્ધ થયા. અને મોકાજીના વંશજો મોકાણી તરીકે ઓળખાય છે.

ગોહિલ વીર વિસાજીએ શિહોરનો કિલ્લો કેવી રીતે પ્રાપ્ત કર્યો. તે વૃત્તાંત આપવા હવે અમો ઉદ્યુક્ત થઇએ છીએ.

૯

# શિહોરની જીત

કાઠિયાવાડને ગામો ગામ એક સાર્વજનિક મકાન હોય છે. તે ચોરા તરીકે ઓળખાય છે, એ ચોરા ઉપર અસલના વખતમાં સોરઠના વીર પુરૂષો બેસતા. કોઈ હરામખોર ગામના ઢોર વાળી જતા હોય, કોઈ ચોર કોઇની માલ મીલ્કત ચોરી જતો હોય, કોઇની વહુ દિકરીઓના હરણુ થતાં હોય અથવા કોઈ બહારવટીઆનો ગામ પર હલ્લો થતો હોય, તેવી વેળાએ ગામના લોકો ચોરે એકઠા મળીને સંઘબળ જમાવતા. એક સંપ થઈ પ્રજા પીડકોને હરાવી ગામની રક્ષા કરતા.

ગ્રામ્યજનોના અંદરો અંદરના કજીઆ ઘર મેળે ચોરા ઉપર જ પતાવતા. એ વખતે ચોરાની ગણુના શ્રેષ્ઠ ગણાતી. આજ એ ચોરાઓ આળસ, ઈર્ષ્યા, અને પ્રમાદના ધામ સમા થઈ પડયા છે.

આવો એક ચોરો શિહોર ગામમાં છે. તે ગામથી થોડે દુર ઉચ્ચ પહાડી સ્થાનપર બાંધેલો છે. તેના ચારે ભાગો ખુલ્લા હોવાથી ચોરામાં બેઠેલ મનુષ્યની નજરમાં ચારે તરફના દુર દુર સુધીના દેખાવો દેખાય છે, તે ચોરા ઉપર જાની અને રણા શાખાના વિપ્રો બેસતા. તેઓ શિહોરના ગીરાસદાર હતા. ગુજરાતના પ્રસિદ્ધ સમ્રાટ સિદ્ધરાજ જયસિંહે તેઓને આ ગીરાસ આપ્યો હતો રાણીરાણકના શ્રાપે સિદ્ધરાજને આખે શરીરે કાળો કોઢ નિકળ્યો હતો, તે શિહોરમાં

બ્રહ્મકુંડ છે તેમાં સ્નાન કરવાથી દુર થયો હતો તેથી તેણે શિહોર નીચેના ગામો રણા, ત્થા જાની બ્રાહ્મણોને દાનમાં આપી દીધા હતા.

શિહોરની બે દિશાઓ ઉંચા પહાડોની હારમાળ વચ્ચે રક્ષાએલી છે. તેની લગોલગ મજબુત કિલ્લો છે. કિલ્લાની અંદર શહેર છે. શહેરથી થોડે દુર પ્રાચિન શિલ્પકળાના નમુના સમો બ્રહ્મકુંડ છે. તે સિવાય એક બીજો ગૌતમકુંડ છે. તે ગૌતમી સરીતામાં છે.

એક પ્રભાતે શિહોરના ઉંચા ચોરા ઉપર રણા અને જાની ગીરાસદારોનો દાયરો બેઠો હતો તેવામાં એક મકાનની બારી તરફ આંગળી ચીંધાડી ચોરામાં બેઠેલા સઘળા પુરૂષોનું લક્ષ ખેંચતા એક જુવાને કહ્યું. " જોયું, કેવો કળાયુગ આવ્યો છે? સ્ત્રીઓએ લાજ શરમને નેવે મૂકી દીધી છે."

તમામે જોયું એક મકાનમાં બે સ્ત્રીઓ ઉઘાડે માથે ગોરસ વલોવી રહી છે. ઓઢણીઓ ખંભે પડી છે. અંબોડામાંથી વિખૂટા પડેલા વાળ કમ્મર પર ઝુલી રહ્યા છે. એ દેખાવ જોઈ દાયરામાંથી એક પુરૂષ તે દેખાવ દેખાડનારને જવાબ વાળતો બોલ્યો.

" એમાં જોવાનું શું છે? જેના ધણી નમાલા હોય તેની ઓરતો ઉઘાડા છોગા મૂકે તેમાં શી નવાઈ છે?"

" એટલે તમો એમ કહેવાની હિમ્મત કરી શકો છો કે-એ બન્ને સ્ત્રીઓના પતિ હીચકારા હોવા જોઇએ?"

" ચોક્કસ, જો ભાયડા હોય તો ઉઘાડા માથા મુકાયજ શાના?"

ઉપલા વાકયો સાંભળી દાયરામાં એક સામટો હાસ્યધ્વનિ સંભળાયો. દાયરામાંથી એક જુવાન ઉઠયો. ચોરો ઉતરી ચૂપચાપ ચાલતો થયો. થોડીવારે તે લોહિ ભર્યે લુગડે પાછો આવ્યો દાયરાની વચ્ચે નાક અને ચોટલો મૂકી બોલ્યો.

" લ્યો! હવે ભાયડો કહો કે નમાલો! મારી ઘરવાળીના આ નાક ચોટલો કાપી લાવ્યો છું."

એ સાંભળતા દાયરામાં દેકારો મચ્યો." માર...માર..." કરતા જે સ્ત્રીના નાક ચોટલાનું છેદન થયું હતું તેના પિયરીઆ તથા સાસરીઆઓના બે પક્ષો પડી ગયા. તલવારો ખેંચી સ્હામ સ્હામા પ્રહારો કરવા લાગ્યા. એક પહોર પર્યન્ત ભિષણ કાપા કાપી ચાલુ રહી. રૂધીરની નીકો વ્હેવા લાગી. શિહોરી ચોરો લાલચોળ દેખાવા લાગ્યો. હજારો વિપ્રો એ લડાઇમાં કપાઈ ગયા. ચોરા ઉપરની કાપાકાપીમાંથી જે વિપ્રો બચ્યા તેઓ પણ શાન્ત પડયા નહિં એક પક્ષના વિપ્રો ગારીયાધારના ઠાકોર કાંધલજી પાસે ગયા. અને બીજા પક્ષવાળા ઉમરાળે વિસાજી પાસે પહોંચ્યા. તેઓ ગોહિલ ઠાકોરને શિહોર પર ચડાઇ કરવાની પ્રાર્થના કરવા લાગ્યા.

× × ૨ × ×

ગારીયાધારથી લશ્કર લઈ કાંધલજી ગોહિલ ચડયા શિહોરના પાદરમાં આવી પડાવ કર્યો. "છાશું પીને ચડીએ હજુ મૂહર્ત સારૂં નથી. બે ઘડી પછી શુભ ચોઘડીયું બેસે એટલે આગળ વધીએ." એવી વાતો કરતાં, ને કાવા કસુંબા પીતા, ગારીયાધારના જુવાનો વડલાની શિત્તળ છાંયડીમાં પડયા હતા, તેવામાં શિહોરના આસમાની ગઢ ઉપર વિસાજી ગોહિલનો રાજ્યધ્વજ તેઓની આંખે ફરકતો દેખાયો. જોઈને ઠાકોરે તેના માણસોને કહ્યું :

"થઇ રહ્યું. હવે આપણે અહિંથીજ પાછાવળો. નહિં તો વિસાજીને માઠું લાગશે." એમ કહી કાંધલજી લશ્કર લઇ શિહોરના પાદરમાંથી પાછા વળી ગયા.

વિસાજી ગોહિલે શિઘ્રતાપૂર્વક શિહોર પર ચડાઈ કરી. બ્રાહ્મણો સાથે ન્હાનકડી લડાઇ થઈ. ત્રીકમજીની* જીવ બચાવી ન્હાસી છુટયો એટલે શિહોરનો કિલ્લો કબ્જે થયો.

શિહોર વિસાજી ગોહિલને બહુ જ ગમી ગયું. તેણે મજબૂત કિલ્લો બંધાવ્યો. અને ઉમરાળાને બદલે તેને પોતાનું પાટનગર બનાવ્યું.

તે દિવસથી વીર વિસાજી શિહોરના કિલ્લામાં સિંહની પેઠે ગર્જવા લાગ્યા. તેની ગર્જનાથી આસપાસના ઠાકોરો ભય પામી ગયા. છેક દિલ્હી સુધી વીર વર વિસાજીનું નામ મશહુર થઈ ગયું. શ્રીમુરલીધરજીનો પ્રતાપ જ એવો છે કે—ગોહિલ વંશમાં એક પછી એક વીર પૂરૂષો પાકતા રહે છે. અને સૃષ્ટીના અસ્તીત્ત્વ પર્યન્ત પાકતા રહેશે.

* ત્રીકમ જાની એક બાબરીઆની કન્યાને પરણ્યા હતા. તેનાથી વંશ ચાલ્યો તે કોટીલા કાઠી છે.



## ૧૦

# " ધૂનાજી ગોહિલ "

આપણે આગળ વાંચી ગયા છીએ કે, સેજકજીના કુમાર શાહજીને માંડવી ચોવીસીની જાગીર મળી હતી, શાહજીના વંશજો મહાશૌર્યશાળી નિવડયા. માંડવીના ચોવીસ ગામો-માંથી તેઓએ ભૂજબળ વડે એકસો ઉપરાંત ગામો કર્યાં અનેરા, અહરિપૂના નામ ઉપરથી વસેલા ગારીયાધાર નામક નગરમાં ગાદી સ્થાપી. ગારીયાધારની ગાદીએ શાહજીથી આઠમા પૂરૂષ કાંધલજી થયા તે શિહોર જીતવા ગયા હતા પરન્તુ વિસાજીની જીતથી પાછા ફર્યાં હતા. તેના પૂત્ર નોંઘણજી બીજા થયા.

નોંઘણજી ગોહિલ જેવા શુરવીર તેવાજ દાનવીર હતા, એક પ્રભાતે તે તેના સરદારો તથા ભાયાતો સાથે કચેરી ભરીને બેઠા હતા, તેવામાં મારવાડમાંથી આવેલા ગોહિલોના દસોંદીએ આવી, ગોહિલોના શૌર્યગીતો વડે ગારીયાધારની રાજસભાને ગજાવી દીધી. એનાં શૌર્યગીતો સાંભળી સભામાં બેઠેલા પુરૂષોની છાતીઓ શૌર્યના જુસ્સાથી ફુલવા લાગી કાવ્યની કડીએકડીએ બધાનાં માથાં ડોલવા લાગ્યા, બીરદ ગાઈ રહ્યા પછી દસોંદીએ નોંઘણજી સ્હામે હાથ જોડી આશીર્વાદ આપ્યો.

" ખમ્મા ગંગાજળીયા ગોહિલને, મારૂરાવતને ઘણી ખમ્મા ! "

"માગો માગો ગઢવી જે જોઇએ તે માગી લ્યો." ગોહિલ રાજાએ મહેરામણ સમી મોજ દેખાડી.

"પૃથ્વીનાથ! આ વખતે સવાલાખ પશાવની આશા કરીને આવ્યો છું."

"ભલે, તમારી આશા પુરી કરવામાં આવશે." રાજાએ વચન આપ્યું.

દસોંદીએ હર્ષમાં આવી વળી પાછા ગોહિલોના ગૌરવ ગાવા માંડયા, યથા સમયે કચેરી વિસર્જન થઈ દસોંદીને ઉતારે મોકલી ઠાકોર રાજભૂવનમાં પધાર્યાં.

કચેરી વચ્ચે ,દસોંદીને સવા-લાખ પશાવ દાન દેવાનું વચન આપતા તો અપાઇ ગયું પણ દરબારગઢમાં ગયા પછી નોંઘણજીને વિચારનો પાર રહ્યો નહિ, સવાલાખ પશાવ કરવામાં હાથી જોઇએ ગારીયાધારમાં હાથી નહોતો હવે શું થાય? અંતે એક ઉપાય સુજ્યો ખરેડીનો લોમો ખુમ્મણ તેનો મિત્ર હતો તેની પાસેથી હાથી મગાવવાનો નિરધાર કરી નોંઘણજીએ યુવરાજ અરજણજીને કહ્યું—

"કુમાર? તમો થોડા માણસો લઈ ખરેડી જાઓ, લોમા કાકા પાસેથી હાથી લઇ આવો."

"જેવી આજ્ઞા" કહી કુમાર થોડા માણસો સહીત તેજ દિવસે ખસેડી તરફ ચાલી નિકળ્યા.

× × ૨ × ×

ખરેડીનો લોમો ખુમ્માણ અભંગવીર ગણાતો તેને કોઇ સિદ્ધ પૂરૂષનું વરદાન હતું, "તારો દેહ કોઈ પણ શસ્ત્રે ભેદાશે નહિ." એ વરદાન પામી તેણે સોરઠના અનેક રાજા રાણાઓને નમાવ્યા જુનાગઢનો મુસલમાન સુબો તેનાથી કંપતો એ ઝમાનાના સોરઠી શુરાઓમાં લોમો વધારે વિખ્યાત હતો ચારણ કવિઓ કહે છે કે—

"જબ્બર જોદ્ધા જાણુ, રણમાં હાકા બાકીઓ;"
"ખરેડીએ ખુમ્માણુ, લીલા રમાડે લોમડો."
"કાઠી કુળરો ભાણુ, અભંગ યોધ્ધો પેખીઓ;"
"ખત્રીવટ ખુમ્માણુ, રણ રમાડે લોમડો."

એવા અભંગવીર આગળ આવી ગારીયાધારના યુવરાજ કુમારે પિતાની માંગણી કહી સંભળાવી.

"કાકા! મારા બાપુએ આપને રામરામ કહેવરાવ્યા છે ને થોડા દિવસ માટે આપનો હાથી મગાવ્યો છે."

"હાથીને શું કરશો કુંવર?" લોમાએ પૃછયું.

"અમારા દસોંદીને સવાલાખ પશાવ દેવા છે દાનક્રિયા પુરી થયે હાથી પાછો મોકલીશું."

લોમો નોંઘણુજીનો મિત્ર હતો પણ સ્વભાવે ઇર્ષાળુ હતો જો નોંઘણુજી સવાલાખ પશાવ દે, તો દાનવીરોમાં પોતાનું સ્થાન ક્યાં અને કેટલું રહે? એ કરતાં હાથી આપવોજ નહિ એવો નિશ્ચય કરી તેણે કહ્યું—

કુંવર? બાપુને મારા રામરામ કહેજો ને કહેજો, મારૂં માથું મગાવ્યું હોત તો ઉતારી મોકલત, પણ હાથી આપી શકાય એમ નથી."

અરજણુજી કાઠીના પેટનું કુડ કળી ગયો પણ લોમાને કળાણુ ન પડી જાય તેવી રીતે રજા લઈ ચાલતો થયો, ખરેડી બહાર નિકળ્યા પછી તેને વિચાર થયો "હવે મારે બાપુને શું મોઢું બતાવવું? તે મેની માફક હાથીની વાટ જોતા હશે? હું ખાલી હાથે જઇશ ત્યારે તેને કેટલો ખેદ થશે? કપાઈ મરવું પણ જે કામે નિકળ્યા હોઈએ તેમાં ફતેહ મેળવ્યા સિવાય પાછું ન ફરવું? આ ભૂમીમાં મારૂં માથું ભલે કપાય, પણ હાથી લીધા વીના મારાથી ઘરે નહિજ જવાય." એવો નિશ્ચય કરી હાથી કેવી રીતે હાથ કરવો તે યુક્તિ શોધતો હતો. તેવામાં તેણે કેટલાએક માણસો આગળ હાથીને ગામ

બહાર આવતો જોયો, કાકાએ વિચાર ફેરવ્યો? તેને કલ્પના થઇ નહિ, આ તળાવે પાણી પાવા લાવતા હશે! એવા અનુમાન પર આવી તેણે તેના માણસોને નજીકના તળાવ પાસેની ઝાડીમાં છુપાવી દીધા ને પોતે પણ છુપાયો.

અરજણજીને રજા આપ્યા પછી મહાવતે હાથીને પાણી પાવા લઈ જવા માટે છોડયો, લોમાને સંદેહ થયો કે, "વખતે ગારીયાધારનો કુંવર હજુ ગામ નજીકમાં હોય ને મહાવતને મારી હાથી ઉઠાવી જાય તો? એવો સંદેહ થઈ આવતા તેણે તેના પુત્રને કેટલા એક હથિયારબંધ માણસો સહીત હાથી સાથે મોકલ્યો, અરજણજીએ દુરથી જોયેલો હાથી તળાવની પાળ ઉપર આવ્યો, તળાવમાં પાણી પાઈ મહાવત હાથીને ગામની દીશામાં વાળવા જાય છે એટલામાં અરજણજી તથા તેના માણસોએ છુપાયેલ સ્થાનેથી બહાર નિકળી આવી હાથીને ઘેરી લીધો.

"મારો મારો" કરતા કાઠીઓ સ્હામા થયા. ન્હાનકડી લડાઈ જામી તેમાં લોમાનો કુંવર તથા તેના સાથીદારો હાર થયા, મહાવત હાથી મુકી પલાયન કરી ગયો એટલે અરજણજી હાથી લઈ ગારીયાધાર તરફ ચાલતા થયા ગારીયા ધારમાં નોંઘણજી હાથીની વાટ જોઈ રહ્યા હતા, એટલામાં અરજણજી પહોંચી ગયા. નોંઘણજી પૂત્રને શાહબાશી આપતાં બોલ્યા.

"શાહબાશ: હાથી લાવ્યા ?"

કુંવરે પિતાને સઘળો વૃતાંત કહી સંભળાવ્યો ને જણાવ્યું કે 'જટ દાન ક્રિયા પુરી કરો. જો લોમો કાઠો આવી પહોંચશે તો અધૂરી રહી જશે, પુત્રના પરાક્રમથી હરખાતા પિતાએ સવા લાખ પશાવ દાન દીધું. દસોંદી દાન લઈ ગોહિલવંશના ને નોંઘણજીના યશોગાન ગાતો મારવાડ તરફ ચાલતો થયો. બીજી બાજુ લોમા

ખૂમ્માણના ડંકાના ઘોર નાદો ગારીયાધારના પાદરમાં સંભળાવા લાગ્યા.

અરજણજી પોતાના પુત્રને તથા માણસોને મારી હાથી ઉઠાવી ગયો તે સમાચાર મળતાં લોમો ક્રોધે ભરાણો કાઠીઓની જબ્બર ફોજ લઈ ગારીયાધાર પર ચડયો. નોંઘણજી તેની સામે આવ્યા. દારૂણ સંગ્રામ મચ્યો. એક વખતના દિલોજાન દોસ્તો નોંઘણજી અને લોમો ખૂમ્માણ એ વખતે કટ્ટા દુશ્મન થઇ લડવા લાગ્યા. અગણીત કાઠીઓ સામે થોડા રાજપૂતો કેટલી ઘડી ટકી શકે ? નોંઘણજીના સઘળા પૂત્રો તથા સૈનિકો શૌર્યતાથી લડતા સમરમાં સુતા. રહ્યા માત્ર ગણ્યા ગાંઠયા અંગરક્ષકો, અને નોંઘણજી તેઓ પણ સખ્ત ઘાયલ થયા હતા. છતાં નોંઘણજી સિંહ પેઠે શત્રુઓ તરફ તલપી રહ્યા હતા.

"બાપુઃ હવે જયની આશા રહી નથી. જો વધારે વખત આમ લડતાં રહીશું તો આપણે પણ કામ આવી જઇશું, તે કરતાં અત્યારે શત્રુ સેના વીંધી રણભૂમિનો ત્યાગ કરી જઇએ. જીવશું તોઃ કયારેક આજનો બદલો લઈશું" એક અંગરક્ષકે નોંઘણજીને સમયનું ભાન કરાવ્યું.

નોંઘણજીને તેની સલાહ ગમી, તેણે તેના અશ્વને રિપુદળ વચ્ચે મારી મૂકયો, તેના અંગરક્ષકો તેને વીંટી વળ્યા.

"મારો.... મારો...." કાઠીઓ કારમો દેકારો કરતાં રહ્યા. એટલામાં તો નોંઘણજીએ અશ્વને પુર વેગે શિહોરની દીશામાં મારી મૂકયો.

× × ૩ × ×

શિહોરની ગાદીએ એ વખતે વિસાજીના પૂત્ર ધૂનાજી ગોહેલ હતા. ઈ. સ. ૧૬૦૦માં વિસાજીનો પરલોકવાસ થતાં ધૂનાજી શિહોર રાજયના સ્વામી થયા, તેણે તેના બન્ધૂ ભિમજીને હળીયાદ તથા કસીયાજીને ભડલી, એ મુજબ ગામો આપ્યા હતા.

ધૂનાજી મહા પરાક્રમી હતા. નોંઘણજીએ જાણ્યું ‘ જો શિહોર પહોંચી જવાય તો, ધૂનાજી ગોહિલ અવસ્ય સહાય કરશે.’ તેથી જ તેણે શિહોરની દીશા પકડી હતી.

સાયંકાળે શિહોરની બજારમાં દુકાનદારો દીપકો પ્રગટાવતા હતા, તેવામાં બજાર વચ્ચેથી કેટલા એક અશ્વરોહિઓ નિકળ્યા. તમામની મોખરે એક પ્રભાવ શાળી અશ્વરોહિ હતો. તેનો દેખાવજ કહી આપતો તે કોઇ સરદાર કિંવા ઠાકોર હશે તેનો અશ્વ તથા પોષાક લોહિથી ખરડાયેલા હતા તેની પાછળ ચાલતા અશ્વારો પણ શોણિત ભીના દેખાતા. તેથી તેઓ અત્યારે કોઇ ધીંગાણામાંથી આવતા હોવાનું અનૂમાન જોનારાઓના અંતરમાં આપો આપ કરાવી આપતા હતા. માર્ગે ચાલતા રાહદારીઓ અંદરો અંદર વાર્તાલાપ કરવા લાગતા.

“ આ અશ્વારો લડાઇમાંથી ઘાયલ થઇ આવતા લાગે છે.”

બજાર વીંધીને અશ્વારો રાજમહાલયના દ્વારમાં જઈ પહોંચ્યા. દરવાજામાં દ્વારપાળો હથીયારો પકડી ઉભા હતા. તેઓએ પ્રથમ અશ્વરોહિને ઓળખી જઈ લશ્કરી ઢબે નમન કર્યું. અશ્વને જરા ધીમો પાડી અશ્વારે પૂછ્યું.

“ રાઓળ ધૂનાજી છે ? ”

“ જી.. હા, પધારો, ” એક દ્વારપાળે જવાબ આપ્યો ને અશ્વારે અશ્વને દરબારગઢમાં હાંકયો તેના સાથીદારો તેની પાછળ જ હતા,

“ પધારો...પધારો...અસુરા ને અણચિંતવ્યા કયાંથી ? આંગતૂક અશ્વારોને જોતાં જ દરબારગઢની ઉંચી પરસાળ પર ઉભેલા ધૂનાજી ગોહિલ બોલી ઉઠયા. ને એકદમ નીચે ઉતરી આવ્યા. સઘળા અશ્વારો અશ્વોપરથી ઉતરી પડયા. પ્રથમ અશ્વરોહિએ અશ્વ છૂટો મૂકી ધૂનાજીના પગ પકડી લીધા.

“ નોંઘણજી: આશું ? ” ધૂનાજીએ અતિ માયાળુ સ્વરે પૂછ્યું.

"મારા ઉપર લોમા ખૂમ્માણે ચડાઈ કરી. લડાઈમાં મારા સઘળા માણુસો મરી ખૂટયા ને હું દુશ્મનોને વીંધી અહિં ચાલ્યો આવ્યો છું."

ધૂનાજી સઘળી વસ્તુ સ્થિતિ સમજી ગયા. નોંઘણજીના અંગરક્ષકોને દ્વારપાળો સાથે દરબારગઢની ડેલીએ મોકલી નોંઘણજીને એક ઓરડામાં લઈ જઈ બેસાર્યો. અને આશ્વાસન આપવા લાગ્યા.

"નોંઘણજી, લગારે ગભરાશો નહિં. લોમાએ ભલે અત્યારે ગારીયાધાર લઇ લીધું, આવતી કાલેજ હું તલવારની ધારે તમોને પાછું અપાવીશ."

"આપની વીરતાને માટે મને માન છે. પણ લોમો કેટલો બળવાન છે? તે આપ કયાં નથી જાણુતા. વીસહજાર કાઠીઓ સહિત ગારીયાધાર પર છાપો માર્યો છે અત્યારે આપણા કિલ્લા ઉપર એનો વાવટો ફરકાવી મારી પાછળ પડયો હશે. ઘડી બે ઘડીમાંજ અહિં આવી પહોંચશે આપે મને સંઘર્યો છે તે પ્રકાર તેના જાણુવામાં આવતાં આપની પાસે મારી માંગણી કરશે. નહિં સોંપો તો લડાઈ થશે. એના વીશ હજાર કાઠીઓ સાથે આપનાથી કઈ રીતે ઝીક ઝીલાશે? એ કરતાં મને રજા આપો હું જયાં નસીબ લઇ જાય ત્યાં જવા ચાલતો થઉં."

"અરેઃ નોંઘણજી, હું આપતિ કાળમાં સપડાએલા મારા સગા ભાઈને જાકારો દઉં? લોમો વીશને બદલે ભલે ચાલીશ હજારની ફોજને લઇને ચાલ્યો આવે જયાં સુધી મારા ધડપર માથું હશે ત્યાં સુધી તમોને આંચ નહિં આવવા દઉં." ધૂનાજીએ સહૃદયતા બતાવી.

નોંઘણજી શ્વાસ નીચે બેઠો. ધૂનાજીએ તેને તથા તેના સાથીદારોને જમાડયા. જમ્યા પછી સઘળા દુઃખો વિસારી નોંઘણજી સુખની નિંદ્રા લેવા લાગ્યા.

× × × × ×

"નોંધણજીને સોંપો અથવા લડવા તૈયાર થાવ." પ્રભાતે ધૂનાજી ગોહિલ નિંદ્રામાંથી જાગૃત થયા. તે સાથેજ એક કાઠી અશ્વારે આવી લોમાનો સંદેશો સંભળાવ્યો.

લોમો ગારીયાધારનો કિલ્લો કબ્જે કરી દસ હજાર કાઠીઓ લઈ નોંધણજી પાછળ પડયો હતો. તેણે અનુમાન કર્યું કે શિહોર સિવાય નોંધણજીને કોઈ સ્થળે આશ્રય મળનાર નથી. તેથી તેણે શિહોરનો કિલ્લો ઘેરી લીધો અને ધૂનાજી ગોહિલને સંદેશો મોકલી દીધો.

એટલામાં કિલ્લેદારે આવી વધી સંભળાવી "અહિંથી એક કોશ દુર આઠ હજાર કાઠીઓ છાવણી નાંખી પડયા છે."

નોંધણજીએ કહ્યું. "મહારાજ! મને સોંપી દયો મારે માટે આપ સર્વનાશ શામાટે વ્હોરી લ્યો છો?"

"નોંધણજી એક દી' મરવું તો છે જ. પછી ડરવું શામાટે? લોમો વીશ હજાર કાઠીઓ લાવ્યો હોત તોપણ હું તમોને સોંપત નહિં. આપણે શિહોરનો કિલ્લો બંધ કરી આપણી રક્ષા કરી શકીએ પણ મારે એ કાઠીને હાથ બતાવવો છે." એમ કહી તેણે આવેલ દુતને જવાબ આપી દીધો કે.

"લોમાને કહેજે અમો લડવા આવીએ છીએ."

એ વખતે શિહોરના કિલ્લામાં માત્ર બસોજ અશ્વારો હતા. તેઓને તૈયાર કરી તેઓ શીઘ્રતા પૂર્વક કિલ્લા બહાર નિકળ્યા. નોંધણજી તેના અંગરક્ષક તરીકે સાથે ચાલ્યા. ગૌતમી સરીતા વટાવી વેળાવદર ગામની સીમમાં કાઠી અને રાજપૂતો સ્હામા સ્હામી વ્યૂહો રચી યુદ્ધમાં ઉતર્યા.

ધૂનાજીના બસો અશ્વરોહિઓ કાળ દુતોની પેઠે કાઠીઓ પર તૂટી પડયા, ધૂનાજી અને નોંધણજી લોમા ખુમ્માણ સ્હામે પડકારી ઉઠયા.

"યાદ રાખજે ખુમ્માણ; અત્યારે અમો તારી અગણીત સેના સ્હામે લડતા રણમાં પડીશું. પરન્તુ તું ગોહિલવાડનું રાજ્ય સુખે ભોગવી શકવાનો નથી. અમારા વીરવંશજો અંતે તારા નાશનું કારણ થઈ પડવાના છે. એમ બોલતાં ઉભય વીરો રણમાં ઝુકી પડયા.

એક એક રાજપૂતવીર અનેક કાઠીઓને સમરાંગણમાં ઢાળી મરણને શરણ થવા લાગ્યો. કાઠીઓના સામટા કટક આગળ માત્ર બસો રાજપૂતો કેટલીવાર ટકી શકે? એક પછી એક સબળા વીર અપ્રિતમ શૌર્ય દાખવી રણમાં સુતા.

ધૂનાજી અને નોંઘણજી બન્ને રાજયવીરો હજુ સમરના મયદાનમાં ઘૂમતા હતા. ધૂણાજીએ નોંઘણજી ને કહ્યું.

"નોંઘણજી! મારો તારા ઉપર ઉપકાર થયો છે. તે ઉપકારના બદલામાં મને વચન દે."

"માંગી લ્યો મહારાજ!"

"તું અહિંથી તારો પ્રાણ બચાવી ન્હાસી છુટ. મારૂં 'પણ' પુરૂં કર. તું બચીશ તો હું શાન્તિ પૂર્વક મરીશ. મેં પ્રાણ અર્પણ કર્યો. પણ મારે શરણ આવેલ નોંઘણજીનો બચાવ થયો છે. મરતી વખતે એવું જાણી મને અપાર આનંદ થશે."

"મહારાજ! મારે ખાતર આપ રણમાં પડોને......"

"બસ, તો તું રાજપૂત નથી. વચન પાલક નથી. "ધૂનાજી પોકારી ઉઠયા.

નોંઘણજી તેની ઇચ્છાને આધિન થયો. તેણે રણભૂમિમાંથી અશ્વ ફેંકયો. "પકડો...પકડો..." કાઠી સૈન્યમાં ચાસ્કો થયો.

ધૂનાજીએ અશ્વ ઠેકવ્યો. લોમાખુમ્માણને ઘેર્યો. એને બચાવવાની ચીંતામાં કાઠીઓ નોંઘણજી પાછળ પડવાનું ભૂલ્યા. એક સામટા તેની પર તૂટી પડયા.

ધૂનાજી અગણીત વીરોને ધરણી પર ઢાળી પડયા. તેની આખી કાયા કપાઇ ગઈ.

ધૂનાજી પડયા કાઠીઓ ઉત્સાહમાં આવીને આગળ વધ્યા. પરન્તુ શિહોરના કિલ્લા ઉપર ધૂનાજીના શુરવીર પૂત્ર રતનજી લડવા તૈયાર થઈ ઉભા હતા.

લોમાએ વિચાર કર્યો. અત્યારે ઘણાં કાઠીઓ કપાઈ ગયા છે. શિહોર લેવા જતાં ગારીયાધાર ગુમાવવું પડશે માટે કોઈ વાર જોઇ લેવાશે. એવો નિરધાર કરી તેનું લશ્કર લઇ ગારીયાધાર તરફ ઉપડી ગયો.

ધૂનાજી ગોહિલના શબ સાથે તેના રાણી સતી થયાં. તેના પુત્ર રતનજી ગોહિલ ઈ. સ. ૧૬૧૯માં શિહોરની પાટે બેઠા.

લોમાખૂમાણે નોંઘણજીની ઘણી શોધ કરી, કિન્તુ તેનો પત્તો મળ્યો નહિં એટલે તે ઉંડ સરવૈયાવાડના સરવૈયા રાજપૂતોને પક્ષમાં લઇ બીજીવાર શિહોર તરફ ઉપડયો.

તેણે શિહોર નજીક જઈ કનાડ ગામની ગાયો વાળી, ગોવાળોએ શિહોર જઇ ફરીયાદ કરી. 'લોમો ગાયો વાળી જાય છે' એ સમાચાર સાંભળી રતનજીને અપાર ક્રોધ ચડયો. હતા તેટલા અશ્વારો લઈ તેઓ લોમા પાછળ પડયા.

માંડવી નજીક કાઠીઓ રોકાયા હતા. રતનજી શુદ્ધ ક્ષત્રિય હોવાથી ધેનૂઓની વ્હારે આવશેજ એવી ચોક્કસ ખાત્રી હોવાથી લોમો તે સ્થળે તેની પ્રતિક્ષા કરી રહ્યો હતો. એટલામાં તે આવી પહોંચ્યા.

ગોહિલ અને કાઠીઓ કુંડાળે પડયા. એક બીજા ઉપર ભાલા, બર્છી, અને સાંગો ફેંકવા લાગ્યા. ગોહિલોના મારથી અપાર શત્રુઓ મરાયા. લોમા ખૂમ્માણના અશ્વ રહામે રતનજી ગોહિલે અશ્વ કુદાવ્યો. ફેરવીને સાંગનો ઘા કર્યો. લોમાનો ઘોડો વીંધાઈ પડયો. લોમો ઘાયલ

થઈ પૃથ્વિ પર પડયો. પડતાં પહેલાં તેણે રતનજી પર બરછીનો પ્રહાર કર્યો. રતનજી પડયા.

રતનજી પડયા. અને રાજપૂતો ઉન્મત થઇ કાઠીઓની કાપણી ચલાવવા લાગ્યા. તેઓ ખરેખરા શુર ઉપર ચડયા. થોડા પણ બહાદુર રાજપૂતોના મારથી કાઠીઓ ભાગી છુટયા.

રતનજી ગોહિલ ગત: પ્રાણ થઇ પડયા. તેના શબને શિહોર લઇ ગયા. તેના રાણીજી તેની સાથે સતી થયા.

આજે શિહોરના ગઢની આથમણી રાંગ સામે, ગૌતમી સરીતાને કિનારે, રાઓળ શ્રી ધૂનાજી, તથા તેની પાછળ સતી થયેલ તેઓશ્રીના રાણી, તથા ત્યાર બાદ ક્ષત્રિય ધર્મના ઉત્તમ સુત્ર ધેનુઓની રક્ષા કરવાનો પરમધર્મ બજાવતાં રણમાં પડેલ તેના પ્રતાપી પૂત્ર રતનજી ગોહિલ, તથા પતિના શબ સાથે જીવતા બળી મરવાનો, ક્ષત્રાણીઓનો મહાન આદર્શ બતાવનાર તેના રાણીજી. એ ચારેના સ્મારકો એકજ ચોતરા ઉપર દ્રષ્ટીગોચર થાય છે. સ્મારકો નીચેના લેખો સાધારણ ઉકેલી શકાય તેવા છે.

રતનજીને ત્રણ પૂત્રો હતા. હરભમજી, ગોવિન્દજી અને સારંગજી. યુવરાજ હરભમજી ગોહિલવાડના સ્વામી થયા. તેઓ માત્ર ૧૬૨૦થી ૧૬૨૨ બેજ વર્ષ રાજ્ય સુખ ભોગવી સ્વર્ગવાસી થયા હતા. તેના યુવરાજ અખેરાજજીની વાત હવે પછીની વાર્તામાં આવશે, એટલે આપણે શિહોરની વાત વિસારી નોંઘણજી ગોહિલનું શું થયું ? તે તપાસીએ.

નોંઘણજી એકાએક અશ્વ દોડાવતા શિહોરમાંથી ઉપડયા. મજલ દર મજલ કરતાં કેટલાએક દિવસે સૌરાષ્ટ્રનો ત્યાગ કરી બારૈયાની ઝાડીમાં પહોંચી ગયા.

નોંઘણજી જાણી ચૂકયા હતા કે, " હવે સૌરાષ્ટ્રમાં પોતે લોમા ખુમ્માણના પંઝામાંથી રક્ષા કરી શકશે નહિં તેથી ભૂખ, તરસ વેઠીને

તે રાજવી અનેક સંકટો સહન કરતાં અહિં સુધી આવી પહોંચ્યા હતા.

ભાગ્યદેવી રાજવીઓના જીવનમાં પણ કેવા અજબ પલટા કરી મૂકે છે? સેંકડો દાસદાસીઓ સાથે નિકળનાર ગારીયાધારના ઠાકોર નોંઘણજી, આજ દીનહીન સ્થિતિમાં વન વન ભટકતાં જવાસા નામક નગરના પાદરમાં જઈ પહોંચ્યાં. પાદરમાં એક સુન્દર બગીચો જોઈ. તે બગીચામાં વિશ્રાન્તી લેવાનો વિચાર કરી પેઠા. તો એક પૂરાતની શિવાલય દ્રષ્ટીએ પડયું શિવાલય પાછળ અશ્વ બાંધી પલંગ પર પોઢનાર તે મંદીરના ચોતરા પર પોઢી ગયા.

× × ૫ × ×

"હે ભોળાનાથ હે જગદાધાર ! ! જો મને ભરથાર આપ તો, ગોહિલવીર નોંઘણજી આપજે."

બારૈયાની જાડીમાં જવાસા નામે બારૈયા ચૌહાણોની રાજધાનીનું જુનું નગર હતું તે નગરના પાદરમાં એક બગીચો હતો. બગીચામાં ભગવાન શંકરનું પુરાતની મંદિર હતું. તે મંદીરના દ્વારમાં ઉભી રહી અપાર રૂપવતી બાળીકાએ દ્વીય કર જોડી ભગવાન ઉમાપતિ પાસે યાચના કરી.

એ બાળીકા અન્ય નહિં. જવાસાના ચૌહાણ રાજની કુંવરી હતી. એક સમય સોરઠના કોઈ ચિતારા પાસે ગારીયાધારના ઠાકોર નોંઘણજીની સુન્દર છબી અવલોકી, તેને મનથી વરી ચૂકી. રાજકુંવરીની ઇચ્છા તેના માતા પિતાના જાણવામાં આવી ગઈ. તેથી તેઓએ રાજપૂરોહિતને શ્રીફળ લઇ સોરઠમાં મોકલ્યો હતો. તે પૂરોહિતે પાછા આવી એવા સમાચાર આપ્યા કે. "નોંઘણજી ગોહિલ લોમા ખૂમ્માણનામના કાઠી સરદાર સાથે લડતા પરાજય પામી રાજપાટ હારી કોઈ સ્થળે ન્હાસી ગયા છે."

એ સમાચાર સાંભળી જવાસાના રાજારાણી અપાર શોક પામ્યા. તેઓ પૂત્રિને નોંઘણજી સાથે વરવાનો નિરધાર જતો કરી,

કોઈ અન્ય રાજા કિંવા રાજકુમાર સાથે લગ્ન સબંધ થવા દેવા સમજાવવા લાગ્યા. પરન્તુ રાજકુમારીએ પોતાની ઇચ્છા પરહરી નહિં. નિત્ય સાંજ સવાર તે ગામ બહારના બગીચામાં શંકર ભગવાનને મંદીરે જઈ, તેને નોંઘણજી મેળવી આપવાની પ્રાર્થના કરતી. તે રીતે અત્યારે તે એકલી શિવ મંદીરે આવી હતી.

ભગવાન ત્રિલોચનને પ્રાર્થના કરી તે મંદીરની પ્રદક્ષિણા ફરવા લાગી. મંદીર પાછળ જતાં તેણે બીલ્લી વૃક્ષ સાથે એક અશ્વ બાંધેલો દીઠો. અને મંદીરના ચોતરા પર ઘાસીયો પાથરીને કોઇ પૂરૂષ ભર નિંદ્રામાં સુતો હતો.

રાજકન્યા તે પૂરૂષને અવલોકી ચમકી. આનંદ પામી, તેના મૂખ ઉપર હાસ્ય અને લજ્જાના મિશ્રીત ભાવો તાદ્રશ્ય થવા લાગ્યા. તે અનિમેષ નજરે નિંદ્રાવશ પડેલા પૂરૂષ તરફ તાકી રહી.

એજ આ પૂરૂષ, અન્ય નહિં કિન્તુ નોંઘણજી પોતે જ. જેને વરવા માટે પોતે ઘણાં સમયથી અધીર થઇ રહી છે. જેને મેળવી આપવા માટે પોતે ઘણાં દિવસથી ભગવાન ભોળાનાથને પ્રાર્થના કરી રહી છે, તેજ આ પૂરૂષ. 'પાર્વતિ પતિએ મારી વિનંતી સાંભળી. જે નરને વરવા આતૂર હતી તે, ઘર બેઠા મેળવી આપ્યા.'

રાજકન્યા આ શુભ સમાચાર માતા પિતાને સંભળાવવા એકદમ રાજભુવનમાં ગઇ. માતાને સઘળી વાત કહી. રાણીએ તે વાત રાજાને પહોંચાડી.

જવાસાનો ચૌહાણરાજ તેના મુખ્ય સરદારો રાજ્ય કારભારી તથા રાજ્ય પૂરોહિતને સાથે લઈ શિવાલયમાં જઈ પહોંચ્યો. નોંઘણજી એ વખતે જાગૃત થઇ નગરમાં જવાનો વિચાર કરતા હતા. તેવામાં જવાસા પતિએ આવી તેને છાતી સરસા દબાવી સ્નેહ ભાવે મળ્યો.

એક અજાણ્યા રાજવી એકાએક પોતાની પાસે આવી પ્રેમપૂર્વક મળ્યો. તે માટે નોંઘણજીને અપાર આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું.

"આપ મને ઓળખતા હશો? પરંતુ હું આપને ઓળખતો નથી. આપ કોણ છો?"

"હું જવાસાનો ચૌહાણરાજ! આપને આજ પહેલીજવાર નિહાળ્યા. પરન્તુ એક અદ્દભૂત પ્રકાર બનતાં હું આપને ઓળખી શકયો છું કહો, આપ સૌરાષ્ટ્રમાં આવેલ ગારીયાધારના ગોહિલ ઠાકોર નોંઘણજી છો?"

"હા."

"આપ, લોમા ખૂમ્માણ નામક કાઠી સરદાર સામે લડતાં રાજપાટ ગુમાવી આ તરફ ન્હાસી આવ્યા છો;"

"એ પણ ખરૂં હું એ વિચાર કરૂં છું કે. આટલે દુર મારો સમ્પૂર્ણ પરિચય આપ કઈ રીતે પામી શકયા?"

ચૌહાણ રાજે ચિતારા પાસેથી છબી નિહાળી પોતાની રાજકન્યાએ જે હઠ લીધી તે, તથા પોતે રાજપૂરોહિતને ગારીયાધાર પાઠવ્યો હતો તે, સઘળી વાત નોંઘણજીને કહી સંભળાવી. અને પછી રાજ્ય પૂરોહિતને હાથે તેજસ્થળે લગ્ન નિરધારનું તિલક કરાવી, નોંઘણજીને ધામધૂમથી નગરમાં લઈ ગયા.

આવો અજબ પ્રકાર બનવાથી નોંઘણજી નિરતારની અદ્દભૂત લીલાનો વિચાર કરવા લાગ્યા. થોડા દિવસમાં ચૌહાણરાજે રાજકન્યા સાથે નોંઘણજીને પરણાવ્યા. પરણીને તે જવાસમાં સુખપૂર્વક રહેવા લાગ્યા.

ચૌહાણરાણીને વખત જતાં એક પૂત્ર થયો. તેનું નામ અરજણજી* પાડયું. બીજા કુમારો થયા એમ સોળ વરસ વિત્યા.

સોળમે વરસે નોંઘણજી સ્વદેશ જવા સજ્જ થયા. ચૌહાણોની ફોજ લઇ તે રવાને થયા. કેટલાએક દિવસે ગારીયાધાર નિકટમાં

* એના વંશજો અદ્યાપી પર્યન્ત જવાસામાં વસે છે.

આવી એક અરણ્યમાં છુપી રીતે પડાવ નાંખી પડયા, અને પોતે ક્ષેમા ખૂમ્માણુની હિલચાલ તપાસવા લાગ્યા.

× × ૬ × ×

" અલ્હક ! ......અલ્હક...... ! ! અલ્હક...... ! ! ! " એવી અલ્હક જગાવતો એક જોગંદર હમણાં હમણાં ગારીયાધારની શેરીએ શેરીએ ને બજારે બજારે ટહેલ નાંખે છે. ગારીયાધાર નિવાસી જોગંદરના અથોક તેજમાં અંજાઈ જાય છે. સુરજ જેવું પહોળું ને તેજસ્વી મૂખ. પહોળું જગારા મારતું કપાળ. કેરીના ફાડીઆ જેવી લાલઘૂમ આંખ્યો, વાંકડી મૂછો, ભરાવદાર શરિર, ભભૂતિ નીચે પણ ચમકતો ગોરોવાન. એવા સાક્ષાત શંકર જેવા રૂપાળા જોગી સામે ગારીયાધારના નરનારીઓ ભક્તિ ભાવે નિહાળી રહે છે.

જોગીએ ગામના પાદરમાં ધૂણી નાંખી સવાર સાંજ ગામમાં જઈ ટહેલ નાંખવી શરૂ કરી હતી.

" અલ્હક...... ! અલ્હક...... ! ! અલ્હક...... ! ! ! કોઇ ભાવિક સ્ત્રીઓ પૂછતી. " મહારાજ ! કાંઇ ફરાળ, સિધુ કે દક્ષિણા લેશો ?"

જોગી પૂછે છે. " કોનું રાજ ? "

" રાજ તો ખૂમ્માણનું. " સાંભળી જોગી ચાલતો થાય છે. કોઇ ભાવિક પૂરૂષો પૂછતાં " જોગી રાજ ! જે સવાલ હોય તે કહી સંભળાવો. પુરો કરીએ. "

" કોનું રાજ ? " જોગી પૂછે છે,

" કાઠીનું. "

સાંભળીને જોગી ચાલતો થાય છે. એની એવી વર્તણુકથી ગારી-યાધાર વાસીઓને અપાર આશ્ચર્ય થાય છે.

એક દિવસ જોગંદરે એક ઘરના ફળીઆમાં જઈ અલ્હક.. જગાવી અલ્હક. સાંભળીને ઓરડામાંથી એક વૃદ્ધ સ્ત્રી બહાર નિકળી, ઉભેલા સાધૂ પાસે જઇ વારણા લેતી બોલી.

"ભલે પધાર્યા. શૈત્રુંજયના શ્યામ! સોળ સોળ વરસે આપના દર્શન થયા ખરા!"

"બાઈ, રાજ કોનું?"

"આપનું. બીજા કોનું?" સાંભળીને જોગંદરના રૂપાળા બદન ઉપર હર્ષના શેરડા છૂટયા. એણે નાક ઉપર આંગળી મૂકીને પૂછ્યું.

"બાઇ, વાત પેટમાં રહેશે?"

"શા માટે નહિં? પ્રાણ જાય પણ વાત નહિં જાય મારા અન્નદાતા!"

"લોમો શું કરે છે?"

"લોમાના આ સોળ વરસમાં સોળ જુગ બદલાઇ ગયા છે. સોરઠના સઘળા રાજાઓ સાથે વેરના બી વવાઈ ગયા છે."

"કારણ?"

"કારણ એવું બન્યું કે અકબર બાદશાહના લશ્કરથી હારી નાસી છુટેલા અમદાવાદના સુલતાન મુઝફ્ફરશાને આશરો આપવા, નવાનગરના જામ સત્તાજીને ચડાવીને પાછળથી જયારે અકબરની ફોજ લડવા આવી ત્યારે લોમો દગો દઇ એક તરફ હટી ગયો. તેથી જે જામની દોસ્તી ઉપર તે ઝુઝતો તેનો તે પાકો દુશ્મન થયો છે."

"એમ? આપણી વસ્તીનું કેમ છે?"

"આપ જેવા ધણીવીના વસ્તીને સુખ કયાંથી હોય? કાઠીઓએ ગારીયાધારના સોએ ગામડા લુંટી લીધા છે. પણ તેઓની બ્હીકે કોઇ બોલી શકતું નથી."

"બ્હેન! તારૂં નામ?"

" મારૂં નામ બછીઆણી. હું એક સંધી ખેડુતની ઘરવાળીછું."

" તમારે વાડી છે ?"

" હા."

" શું વાવ્યું છે ?"

" વાઢ કર્યો છે."

" ત્યારે એક દી' લોમાને તેના સવળા કાઠી સરદારો સાથે શેરડી ખાવા બોલાવો ને."

" ખુશીથી હું મારા ધણીને સમજાવીશ."

જોગંદર વાત કરીને ચાલતો થયો. બછીઆણીનો ધણી ઘરે આવ્યો. આંગણામાં પગ મૂકતાંજ બછીઆણીએ વધાઈનો સંદેશો સંભળાવ્યો.

" નોંધણજી બાપુ આવી પહોંચ્યા."

" હેં કોણે કહ્યું ?"

" આપણે ઘરે આવ્યા હતા."

" હોય નહિં ?" સંધી આશ્ચર્ય પામ્યો.

" હા, પણ જુઓ તે જોગીના વેષમાં છે. કોઈને વાત કરતા નહિં. એણે લોમાને વાઢે શેરડી ખાવા બોલાવવાનું કહ્યું ."

" ભલે. ભેગા ભેળવી દઉં પછી ?"

× × ૭ × ×

" આપા લોમા ! આ શેરડી તો ભારે મીઠી." સંધી પટેલે આગ્રહ કરીને લોમા ખુમ્માણને તેના કાઠી પટાવતો સહિત વાડીએ શેરડી ખાવા બોલાવ્યા છે. વાડીમાં વૃક્ષોની ઘટ્ટાદાર છાંયડીતળે એક પહોળી જાજમ ઉપર લોમો તથા તેના કાઠીઓ બેઠા છે. વચ્ચે કોકરની થાળીઓમાં શેરડીના માદળીયા પડયા છે. તે ચાવતા ચાવતા કાઠીઓ શેરડીની મીઠાસ વખાણતા જાય છે.

" મીઠાસ કેમ ન હોય, ? નોંઘણજી સામે લડી લડીને મારી તલવાર બુઠ્ઠી થઈ ગઈ ત્યારે આ મીઠાશ આજ તમારે ભાગ આવી છે."

" બિચારો નોંઘણજી !" એક ઘરડો કાઠી બોલી ઉઠયો " ક્ષેમા, હવે એ જીવતો હશે ?"

" સુરજદાદાના ભજન કરો. કોણ જાણે ક્યાંય રખડી રવડીને મરી ગયો હશે !" ક્ષેમાએ એની ધોળી થઈ ગયેલી મૂછો પર કર ફેરવતાં અભિમાનપૂર્વક જણાવ્યું.

કાઠીઓ વાતોના તડાકે ચડયા. સંધીઓ તેના પગરખાં, હથીયારો, અને પછેડા ફાળીયાઓ એઠક વચ્ચેથી ઉપાડી ઉપાડીને દુર મૂકવા લાગ્યા. તેનું ય તેઓને ભાન નથી.

શેરડીની મીઠાસમાં મશગુલ બનેલા કાઠીઓ ઉપર એકાએક કેટલાએક જુવાનો "મારો......મારો કરતાં તૂટી પડયા. કાઠીઓ ચમકીને જુએ છે, તો કોઈ મંત્રકુશળ માનવી શેરડીના સાંઠામાંથી શુરવીર યોદ્ધા પ્રગટાવતો હોય તેમ, વાડમાંથી ખુલ્લી તલવાર વાળા અસંખ્ય પુરૂષો નિકળી આવી કાઠીઓ પર તૂટી પડયા.

"દગો...દગો..." કરતા કાઠીઓ ન્હાસી છુટયા વાડીમાંથી નીકળી ગામ તરફ નાઠા. તો ગારીયાધારનો કિલ્લો બંધ દીઠો. ક્ષેમો સઘળો ભેદ સમજી ગયો. પ્રાણ બચાવવાની આશાએ ખરેડી તરફ ન્હાસી છુટયો.

નોંઘણજીએ ક્ષેમાને કિલ્લા બહાર કાઢો, તેના કાઠીઓની કાપણી ચલાવી, કિલ્લો લીધો. કેટલાએક રાજપૂતોને વાડીએ મોકલી દીધા હતા. તેઓએ ક્ષેમાના માણસોની ભારે કાપણી ચલાવી નસાડયા. ક્ષેમો ન્હાસી ગયો ગારીયાધારના સોએ ગામડા નોંઘણજીએ પાછા મેળવી લીધા. રાજભક્ત બજીઆણીને તેણે એક ગામ કાપડામાં આપ્યું.

ક્ષેમો નોંઘણજીના હાથમાંથી ગારીયાધાર પાછું મેળવવા હલ્લા કરવા માંડયો. પરન્તુ શિહોરના શુરવીર ઠાકોર અખેરાજ પોતાના

પિતામહ ધૂનાજી રાઓળ તથા રતનજીનું વેર વાળવા, અને નોંઘણજીની સ્હાય કરવા તેના મદદગાર થયા. તેથી લોમો વારંમવાર પરાજીત થવા લાગ્યો.

લોમો વારંમવાર પરાજીત થવાથી ભારે ઉશ્કેરાઈ રહ્યો હતો. એવામાં તેને જામ સત્તાજી તરફથી, લગનમાં પધારવા આમંત્રણ મળ્યું. તે પ્રથમ સત્તાજીનો મિત્ર હતો. પરન્તુ એક વખત તેની સાથે દગો રમ્યો હતો. તેથી તે મિત્રતા તૂટી હતી. હવે તે મિત્રતા બાંધી લેવા તથા નોંઘણજી સત્તાજીના સબંધી હતા. જો તે લગન પ્રસંગે નવાનગર આવે તો તેને દગાથી ઠાર કરી વેર વસુલ કરવાની દુષ્ટ ઈચ્છાએ તે નવાનગર ગયો.

નવાનગરના રાજકુમારનાં લગ્ન પ્રસંગે નોંઘણજી, અખેરાજજી, તથા અન્ય જાડેજા ઠાકોરો એકત્ર થયા હતા. તે સઘળાઓએ લોમો નવાનગર આવે તો ઠાર કરવાનો દ્રઢનિરધાર કર્યો હતો. એટલે જેવો લોમો નવાનગરમાં આવ્યો તેવો જ તેને બંદીવાન બનાવ્યો. રાજવી દેહનો વધ કરવો તે, ન્યાય નીતિથી વિરૂદ્ધ હોઇ, લોમો મૃત્યુની શિક્ષાને યોગ્ય છે. એમ ગણી તેને વધસ્થળે લઇ જવામાં આવ્યો.

"લોમા, આમાથી તું છુટો થા તો શું કર ?" સત્તાજીએ લોમાને પૂછયું.

"હવે છુટવાની આશા નથી. પણ જો આમાંથી છુટયો હોઉં તો સ્ત્રી જેમ તાવડીમાં પડેલો રોટલો ઉથલાવે તેમ ઘડીના છઠ્ઠા ભાગમાં તારા નવાનગરને ધરતીના પડ ઉપરથી ઉથલાવી નાખું."

સત્તાજીએ તેનો શિરચ્છેદ કરાવ્યો. અભંગ લોમાનો અંત આવ્યો. તે પછી જ ગારીયાધાર અને શિહોર રાજ્યમાં સમ્પૂર્ણ શાન્તિ પથરાણી.

## ૧૧

# " રાજલોભ "

" આ ! કાકાની આંખમાં મને કુડ જણાય છે. ભોળાનાથ જેવા ભોળીયા કાકા, હવે કપટની રમ્મતો રમતા જણાય છે." રાજમાતાની વડારણે એકાન્ત જોઈને વાત છેડી.

" તેં કેમ જાણ્યું ? " રાજમાતાએ પૂછ્યું.

" જગતમાં કોઇનું પાપ અછતું રહ્યું છે કે, ગોવિન્દજી કાકાનું રહે ? જ્યારે રાજાજી પરલોક વાસી થયા, કાકાએ રાજલગામ હાથમા લીધી ત્યારે કુંવરને જોઈ એની આંખોમાં અમૃત ઉભરાતા, હમણાં હમણાં એ આંખોમાં હું ઝેર ઉભરાતા જોઉં છું." વડારણે પોતાની શંકા વ્યક્ત કરી.

રાજમાતાને ગોવિન્દજી માટે શંકા હતી. વડારણને મૂખેથી એની એ શંકા સાંભળી. તે શંકા વધારે મજબૂત થઈ. તેણે વિશ્વાસુ વડારણને મનની મુંઝવણ કહી સંભળાવી." મને પણ તારી પેઠે ગોવિન્દજી તરફ વ્હેમ ગયો છે. પરન્તુ જ્યાં ઘરફૂટે ત્યાં કોને કહેવાય ? એને હાથે કુંવરનું કાંઈ અહિત ન થાય તો સારૂં."

" હરભમજી બાપુના કુંવરનું અહિત કરનાર છે કોણ ? માજી ! આપ નક્કામાં મુંઝાઓ છો, કારભારીને વાત કરો એટલે તે કંઇક તોડ ઉતારશે."

રાજમાતાને વડારણની શિખામણ ગમી, એ વખતે આ વાત એટલેથીને જ અટકી બીજે દિવસે કારભારીને એકાન્તમાં બોલાવીને રાજમાતાએ ઉરની વરાળ ઠાલવી.

"કારભારી! તમારી આંખે ગોવિન્દજીના વર્તનમાં કાંઈ નવાઈ નથી લાગતી?"

"લાગે છે. પણ શ્યો ઉપાય? સૈન્ય સમૃદ્ધિ અને સત્તા અત્યારે એના હાથમાં છે. રાજમાં અત્યારે તમારો નહિં તેનો હુકમ ચાલે છે." કારભારીએ રાજમાતાને ગોવિન્દજીની પ્રબળતાનું ભાન કરાવ્યું.

રાજમાતાએ કારભારીને રજા આપી તેણે જાણી લીધું કે. 'હવે અહિં રહેવામાં પોતાના કુમારની સલામતી નથી.' તેણે છુપી રીતે ભુજનગરમાં તેના નણંદ ઉપર એક પત્ર લખ્યો.

થોડા દિવસમાં જ ભુજના રાવ તરફથી કેટલાએક અશ્વારો તથા એક રથ શિહોર આવી પહોંચ્યા. ભુજનો કામદાર ગોવિન્દજીને મળ્યો. તેણે કહ્યું. "અમારા રાણીએ યુવરાજ અખેરાજ તથા રાજમાતાને ભુજ તેડાવ્યા છે. થોડા દિવસ ત્યાં અતિથી તરીકે રહી પાછા પધારશે."

ગોવીન્દજીએ રાજમાતા અનાજીબા તથા બાળ મહારાજાને રાજીખુશીથી ભુજ જવાની રજા આપી.

× × ૨ × ×

ગોવીન્દજી ગોહિલના અંતરમાં દુષ્ટ રાજલોભનો સંચાર થઇ ચુકયો હતો તે પ્રકાર રાજમાતાના જાણવામાં આવી જતાં તેઓએ યુક્તિ પૂર્વક શિહોરનો ત્યાગ કર્યો. ભુજનગર જઈ તેણે તેના નણંદને સઘળી બીના કહી સંભળાવી. તેથી તેણે અખેરાજજીને ભુજમાં રાખ્યા.

ગોવિન્દજી ગોહિલે અખેરાજજીને શિહોર બોલાવી લેવાના અનેક પ્રયાસો કર્યાં પરન્તુ કચ્છના રાવે યુવાન થયાં પહેલા અખે-રાજને શિહોર મોકલવા ચોકખીના કહી સંભળાવી.

ગોવીન્દજી ઈ. સ. ૧૬૨૨ થી અખેરાજ વતી રાજચલાવતા હતા. પાછળથી ગોહિલવાડ રાજ્ય વંશ પરંમપરાને માટે પોતાના અધિકારમાં રાખવાનો દુષ્ટ. લોભ તેના અંતરમાં જાગૃત થયો. ઇ. સ. ૧૬૩૫માં અખેરાજ યુવાન થયા. તેઓ પોતાનું રાજ પાછું સોંપી દેવાનાં સંદેશા ચલાવવા લાગ્યા. ગોવીન્દજીએ અમદાવાદના સુબેદારને હાથ કરી રાજ પોતાના હાથમાં ટકાવી રાખવાની કુડી રમ્મત રમવા માંડી. ૧૬૩૬માં અખેરાજ કચ્છથી સૌરાષ્ટ્રમાં આવી પહોંચ્યા ને પોતાના દેવાણી તથા વાછાણી ભાયાતોને એકત્ર કરી શિહોર પર છાપો મારવાની તૈયારી કરવા લાગ્યા, એવામાં ગોવિ-ન્દજીએ અમદાવાદમાં કૈલાસવાસ કર્યો. પિતાના મૃત્યુ સમાચાર સાંભળી તેના કુમાર છત્રસાલજીએ શિહોર રાજ્ય પર પોતાનો અધિ-કાર સ્થાપીત કરી દીધો.

દેવાણી અને વાછાણી ભાયાતોએ ભાટ લોકોને શિહોરના કિલ્લામાં વિષ્ટિ-કરવા મોકલ્યા, તેઓ છત્રસાલને સમજાવવા લાગ્યા કે, " ઠાકોર : આ રાજ્ય આપના પિતાનું નહિં અખેરાજ મહારાજનું છે. તેઓ બાળ વયના હોવાથી આપના પિતા તેમના વતી રાજ્ય ચલાવતા હતા. હવે તેઓ યુવાન થયા છે. માટે તેનું રાજ્ય પાછું સોંપી દયો."

છત્ર સાલે જણાવ્યું." હું લાંબી વાતો સાંભળવા ઇચ્છતો નથી. મારા પિતાના ઉત્તરાધિકારી તરીકે શિહોરનું રાજ્ય મને પ્રાપ્ત થયું છે. તે હું અખેરાજજીને સોંપનાર નથી." ભાટોએ કુટુમ્બ કલેશ નહિં કરવા તેને બહુ રીતે સમજાવ્યા પરન્તુ સમજ્યા નહિં એટલે તેઓએ અખેરાજ પાસે જઈ જણાવી દીધું કે " યુદ્ધ સિવાય

બીજો ઉપાય નથી." અખેરાજ પિત્રાઇ સાથે યુદ્ધમાં ઉતરવા ઇચ્છતા ન્હોતા. અંતે તેણે એક નવીન યુક્તિ શોધી કહાડી.

× × ૩ × ×

પાછલા પહોરની અંધારી રાત ચારે કોર ઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો. એ વખતે બસો જેટલા મજબુત બાંધાના પૂરૂષો પહાડોની વસમી કેડીએથી શિહોરના કિલ્લા તરફ ઉતરી આવતા હતા. બરાબર કિલ્લાની નજીક આવી તેઓ અટક્યા.

"રાણા! શું જોઇ રહ્યો છું? છલંગ મારીને ઉપર ચડી જા." ટોળામાંથી એકજણે બીજાને ઉદ્દેશીને કહ્યું. રાણો છલંગ મારી દિવાલ ઉપર ચડી ગયો. બીજાને હિમ્મત આવી તે તલપ્યો બન્ને જણાએ ઉપરથી રસીઓ ફેંકી એને પકડી પકડીને એક પછી એક સઘળા જુવાનો ગઢ ઉપર ચડી ગયા. ગઢની ઉગમણી રાંગ માથે જાણે પ્રચંડ યોદ્ધાઓના પુતળા ખડા કર્યા હોય એવો દેખાવ થઇ ગયો.

ગઢની રાંગ ઉપર લોહફણીઓ જડીને દોરડા બાંધ્યા. સડસડાટ કરતાં સઘળાં શહેરની અંદર ઉતરી પડયા દરેકની કમ્મરે તલવારને હાથમાં ભાલાવાળી જબરી ડાંગ એવા દુધમલીઆ જુવાનો રાત્રીના અંધકારમાં શિહોરના દરબારગઢ નજીક જઈ પહોંચ્યા.

"આપા. ગોરીંભા! દરબારગઢની ડેલી ઉપર ઉઘાડી તલવારે પહેરેગીરો ગોઠવાયા હશે."

"આપણે પાછલી રાંગે ચાલો." મોવડીએ હુકમ કર્યો. સઘળા પાછળ ચાલ્યા દરબાર ગઢની પાછલી દિવાલે લાકડીઓ ટેકવીને અંદર ઉતરી આગળ વધ્યા.

દરબારગઢ વચ્ચે એક ઓરડો હતો બારણામાં બન્દુક પકડી એક આરબ જાગતો ઉભો છે. એને કોઇએ પાછળથી જાલી લીધો. મોઢે ડુચો દઈ દુર ફેંકયો. બે ઘડીના ધમપછાડા પછી તે શાન્ત થયો. સૌની મોખરે ગોરીંભો હતો તેણે ધીમે સાદે હુકમ દીધો.

" ઉપાડો પલંગ. "

રબારીઓએ પલંગમાં પોઢેલા આદમીને સરડી લીધો ને પછી પલંગ ઉપાડી જે વાટેથી આવ્યા હતા તે વાટે દરબારગઢ બહાર નિકળી ગયા. અંધારી રાતે કિલ્લા બહાર નીકળી પલંગને છેક ગિરીમાળાઓ વચ્ચે ઉઠાવી લાવ્યા.

પલંગમાં સુતેલો પૂરૂપ ક્યારનોય જાગી ઉઠયો હતો પરન્તુ ભયથી કંઇ બોલી શકયો નહિં, પલંગ નીચે ઉતાર્યા પછી ગોરીંભાએ માથું ઝુકાવીને કહ્યું.

" છત્રસાલજી; કંઈ સંભળાય છે ? "

એ પૂરૂપ અન્ય નહિં છત્રસાલ પોતે. અખેરાજજીની આજ્ઞા મુજબ ગોરીંભા નામક રાજભકત રબારી તેને અહિં ઉઠાવી લાવ્યો હતો. છત્રસાલે કિલ્લા તરફ કાન માંડયા તેના કર્ણપટ સાથે તોપોની ઘોર ગર્જનાઓ અથડાઈ.

" આવો દગો ? ગોરીંભા ! શું આ ભાઈએ ભાઇઓ વચ્ચે લડાઈ મંડાણી ? "

" ના. શિહોરની રાજસભામાં અખેરાજજીનો રાજ્યાભિષેક થયો તેની ખુશાલીમાં આ તોપો વછુટે છે. "

" મને આ મંગળ પ્રસંગે અખેરાજજી પાસે તાજમ કરવા લઇજા. "

" પધારો. " ગોરીંભાએ છત્રસાલની માંગણીનો સ્વીકાર કર્યો.

ગોરીંભો છત્રસાલને શિહોરમાંથી ઉપાડી ગયો કે તુરત જ દેવાણી, વાઘાણી, ભાયાતોએ કિલ્લાના દરવાજા તોડી નગરમાં પેઠા. અગ્ર ભાગે મહારાજ અખેરાજજી હતા. પ્રભાતના ઉજળા પ્રકાશમાં પ્રજાજનોએ ગરવા ગોહિલનાથને દીઠા નગરના નર નારીઓ આનંદ પૂર્વક પોકારી ઉઠયા.

" મહારાજ અખેરાજજીનો જય ! "

પ્રજાજનોના હર્ષોદગારો ઝીલતા મહારાજ સભાસદનમાં પહોંચ્યા. કોળીયાકના ભોજા કુંભારનો વંશજ તૈયાર ઉભો હતો. તેણે મહારાજનેતિલક કર્યું. દેવાણી અને વાછાણી ભાયાતો તથા રાજભકત રબારીઓ હાથમાં ખુલ્લી તલવારો પકડી સભાગૃહમાં હારબંધ ઉભા હતા તેઓએ ઉલ્લાસમાં આવી જઈ પ્રચંડ પોકાર કર્યો.

" મહારાજ અખેરાજનો જય ! "

" જય " એવા ધ્વનિ સમેત સઘળા સભાજનોએ છત્રસાલજીને રાજસભા વચ્ચે મહારાજ અખેરાજ સમક્ષ મસ્તક ઝુકાવી ઉભેલા જોયા.

" કેમ છત્રસાલજી ! હવે આપની બુદ્ધિ ઠેકાણે આવી ? " અખેરાજજીએ પ્રેમ ભર્યા શબ્દોમાં પૂછયું.

" જી...હા...મહારાજ. "

" તો જાઓ. હું તમોને ભંડારીઆ નીચેના ગામો જાગીરમાં આપું છું. "

છત્રસાલે અખેરાજજીનો આભાર માન્યો. " ધન્ય મહારાજ ! આપની ઉદારતાને ધન્યવાદ છે. "

× × ૪ × ×

" ભાઇ ! હમીરજી ! તમારે કેટલાં ગામો જોઇએ ? તે જણાવી દયો. " છત્રસાલજીએ તેના ભાઈ હમીરજીને પૂછયું. હમીરજીએ વડીલ ભ્રાતા સામે હાથ જોડી જણાવ્યું. " ગીરાસને બદલે મને એક વચન આપો. "

" માગી લ્યો. "

" આપણા જે વંશજો થાય તે આપણા પિતા ગોવિન્દજીને નામે ગોવિન્દાણી ગોહિલ તરીકે ઓળખાય. "

" તથાસ્તુઃ " છત્રસાલે વચન આપ્યું.

હમીરજી ચાલી નિકળ્યા. કુકડ ગામ વાળા રાજપૂતો અને આહીરો ભોગવતા હતા. તેઓ પાસેથી જીત્યું. અને પછી તલવાર ફેરવી બીજા ઘણાં ગામો જીતી લીધા. તેણે દિહોર નામક ગામ વસાવ્યું હતું. પાછલી જીન્દગીમાં તેણે ચારણોને પુષ્કળ દાનો કર્યા હતા. તેથી જ કહેવાય છે કે—

" દિહોર દિલ્હી સરીખડું, કુકડ તો કાશ્મેર; "
" હેમ અકબર સરીખડો, કાંઈક ફોજુમાં ફેર. "
" હેમ આંગળ જળ ભયો, કવિયાચળુ કરંત; "
" મચ્છ મલપે મહિઘણુ પીએ, બેડા કંઇક તરંત. "

ગોવિન્દજીના વંશજો અત્યારે ગોવિન્દાણી તરીકે ઓળખાય છે અને તેઓ ભંડારીઆ દિહોર, કુકડ તણુસા, સાણોદર બાડી, પડવા ભાંખલ, લાકડીઆ, નાગઘણીબા, ટીંમાણા અને અકવાડા ઇત્યાદિ બાર ગામોમાં નિવાસ કરતા જણાય છે.

---

૧૨

# " ભાવસિંહજી "

**સાગરના** પ્રચંડ મોજાઓ ઝીલતો કોઈ ખડક જેમ નિજ સ્થાને અચળ રહે છે, તેમ શૌર્યશાળી ગોહિલો અનેક શક્તિશાળી શત્રુઓ સામે અચળ રહ્યા છે. અલ્લાઉદ્દીન ખિલજીના દળકટક સામે રણધીર રાણાજીએ રણરંગ મચાવી ગોહિલ વંશને વિજયવંત બનાવ્યો. ખિલજીવંશનો અંત આવ્યો પરન્તુ રાણાજીના વંશજોએ સૌરાષ્ટ્રમાં પોતાનો પાયો અધિક સુદૃઢ બનાવ્યો. ખિલજીવંશ પછી ભારતવર્ષનું સમ્રાટપદ ધારણ કરનાર તઘલખ વંશે પણ પિરમના સિંહો સામે શસ્ત્રો ઉંચક્યા. તેના સબળ આઘાતો ઝીલીને ગોહિલો અણનમ રહ્યા. ગુજરાતના વાઘેલા રાજાઓ ગોહિલોના શત્રુ ન્હોતા. પરન્તુ છેલ્લા રાજા કરણઘેલડાને હરાવી મુસલમાનો ગુજરાતના સ્વામી થયા. અમદાવાદમાં રાજસિંહાસન સ્થાપિ તે સિંહાસન પર બિરાજનાર બળવાન મુસલમાન સુલતાનો સૌરાષ્ટ્રના રાજપૂત રાજ્યોનો ધ્વંસ કરવા તનતોડ પ્રયાસો કરવા લાગ્યા. તેઓના આક્રમણો વડે અનેક રાજ્યો નાબુદ થઈ ગયા. અહમદશાહ, બહાદુરશાહ, અને મહમૂદ બેગડાએ ગોહિલવાડ રાજ્ય જીતવા બાહુબળો અજમાવ્યા. પરન્તુ ગોહિલો સ્વપરાક્રમ વડે અજીત રહ્યા. છેલ્લે મરેઠા અને કાઠીઓના મહા જોરાવર હલ્લા થયા. તેઓ પણ ગોહિલોનો પરાભવ કરવામાં

ફાવી શકયા નહિ. ભારતવર્ષના શક્તિશાળી સમ્રાટો, અને ગુજરાતના સુલતાનોના વારંમવાર હલ્લાઓ થવા છતાં, તેઓ સામે અનેકવાર યુદ્ધોમાં ઉતરવા છતાં, જો કોઈ પણ રાજવંશે પોતાની સત્તા, મહત્તા, અને ગૌરવ ટકાવી રાખ્યા હોય તો એક મેવાડના સિસોદીઆઓએ અને બીજા સૌરાષ્ટ્રના ગોહિલ વીરોએ જ !

સૌરાષ્ટ્રમાં ગોહિલ રાજ્યની સ્થાપના થયા પછી દિલ્હીમાં અનેક મુસલમાન રાજવંશો બદલાઇ ગયા. ગુજરાતમાં મુસલમાનોની સત્તા સ્થાપિત થઈ પૂર્ણ કળાએ પહોંચી અને પાછી નષ્ટ થઈ ગઈ. અનેક કાઠી સરદારોએ શિહોરનો કિલ્લો ઘેર્યો. અને ગોહિલોને હાથે પરાજીત થઈ પાછા હઠયા. ગોહિલ વંશમાં અનેક શૌર્યશાળી રાજવીરો પ્રગટ્યા. તેઓ સ્વબળ વડે પોતાનું ન્હાનકડું રાજ્ય સાચવી રહ્યા. આપણે અખેરાજજી સુધીનો જ્વલંત ઇતિહાસ વાંચી ગયા છીએ. અખેરાજજી પછી તેના પૂત્ર રતનજી ઇ. સ ૧૬૬૦ માં શિહોરની ગાદીએ બેઠા. તે તેતાલીશ વર્ષ શાન્તીપૂર્વક પ્રજાપાલન કરી. ઇ. સ. ૧૭૦૩ માં પરલોકવાસી થયા, તેના પછી તેના પરાક્રમી પૂત્ર ભાવસિંહજી શિહોર રાજ્યના સ્વામી થયા.

એ સૈકામાં મુગલોની સત્તા નબળી પડી હતી. દક્ષિણના સિંહ સમા શિવાજીએ સાધારણ સૈનિક પંક્તિમાંથી સ્વપરાક્રમવડે છત્રપતિ પદ મેળવી લીધું હતું. અને અત્યારે તેના પૌત્ર શાહુ રાજાએ ભરતખંડના ઘણા ભાગમાં મરેઠી સત્તા સ્થાપી હતી. શાહુ રાજાના પેશ્વા પ્રધાનો ચાણક્યનીતિ, લડવૈયા, અને સાહસિક હતા. તેઓ અનેક દેશોમાં શાહુ રાજાનો વિજયઘોષ ગજવી ચૂકયા હતા.

પુનાની રાજસભામાં એક દિવસ શાહુ રાજા તેના સામંત સરદારો સાથે બેઠો હતો. તેણે તેના સરદારોને પૂછ્યું. " હવે આપણી સત્તા નીચે ન આવ્યો હોય, તેવો કયો દેશ છે ? "

" મહારાજ ! સઘળા દેશોએ આપની સત્તા સ્વીકારી છે. સઘળા રાજ્યો પાસેથી અમોએ ખંડણી પડાવી છે." એક સરદારે જણાવ્યું.

પેશ્વા પ્રધાને ગંભીર વિચાર કરી શાહુરાજને કહ્યું. મહારાજ ! હજુ એક દેશ આપણા અધિકારમાં નથી."

" કયો દેશ ?" શાહુરાજાએ પૂછયું.

" ગુજરાત." પેશ્વાએ જણાવ્યું.

" ગુજરાત જીતી લે એવા કોઈ સરદારો નથી ?" શાહુએ પૂછયું.

" હશે તો આપોઆપ જણાય આવશે." પ્રધાને જવાબ આપ્યો. તુરત તેણે એક સોનાની થાળી મંગાવી તેમાં એક બીડું મૂકી તે થાળી સભામાં ફેરવવાનો હુકમ કર્યો. પ્રધાને સરદારો અને સામંતોને કહેવા માંડયું.

" બહાદુરો ! તમારામાંથી જે ગુજરાત જીતવાની શક્તિ ધરાવતા હોય, ગુજરાતનો એક પ્રાંત સોરઠ. તેમાં એકલા નર શાર્દુલોનો જ નિવાસ છે. તેઓ પર વિજય મેળવવાની હિમ્મત રાખતા હોય, તે આ બીડું ઝડપી લ્યે."

બીડાવાળો એક પછી એક સરદાર સામે જઈ થાળી થંભાવે છે. થાળીની સાથોસાથ રાજા અને પ્રધાનની નજર ફરે છે. થાળી આખી સભામાં ફરીવળી કોઇએ બીડું ઝડપ્યું નહિ.

મરેઠા સરદારોએ ગુજરાત કાઠીયાવાડની કીર્તિ સાંભળી હતી. 'તે દેશના નરકેશરીઓને જીતવાનું કાર્ય અતિ મુશ્કેલ છે.' તેમ તેઓ સારી પેઠે સમજતા. તેથી જ કોઇએ બીડું ઝડપવાની હામ બીડી નહિ. પ્રધાને જાણ્યું, જો કોઈ સરદાર બીડું નહિ ઝડપે તો શાહુરાજા ક્રોધે ભરાશે તેથી તેણે લોભ દેખાડવા માંડયો.

" શું નિહાળી રહ્યા છો ? હું જાણું છું કે ગુજરાતકાઠીયાવાડ સામે લડવા જવું તે અતિ વિકટ કાર્ય છે. પરન્તુ આપણામાંથી જે કોઈ સરદાર આ બીડું ઝડપી ગુજરાત જીતવા જશે તેને મોટો લાભ પ્રાપ્ત થશે."

પ્રધાનના આવા વાકયો સાંભળી કંથાજી તથા પિલાજી ગાયક-

વાડ એ બે સરદારો આસનો પરથી ઉઠયા, તેઓ બોલ્યા.

" મહારાજની આજ્ઞા હોય તો અમો ગુજરાત પર હલ્લો કરવા તૈયાર છીએ." મહારાજે તેઓની પીઠ થાબડી ઉભય સરદારોએ ગુજરાત જીતવાનું બીડું ઝડપ્યું.

× × ૨ × ×

પિલાજી અને કંથાજી વિશાળ સૈન્ય લઈ પુનેથી નિકળ્યા વસાઈના ચાવડાઓ નમ્યા, સુરતનો સુબો રૂસ્તમઅલી એંસી હજારની ફોજ લઈ સામે થયો. પણ પરાજય પામ્યો. તેની પાસેથી ભારે ખંડણી પડાવી. એમ એક પછી એક વિજય મેળવતાં ઉભય સરદારો દ્વીગણા ઉત્સાહથી આગળ વધ્યા. સાણંદના વાઘેલાઓ તાબે થયા. લખતર, વઢવાણ અને લીંબડીના ઝાલા ઠાકોરો અને સરદારો પાસે આવી વિનય પૂર્વક કહેવા લાગ્યા.

" અમે જાણીએ છીએ કે તમે હિન્દુસ્તાનના સઘળા પ્રાંતો જીતી લીધા છે. મહાશૌર્યશાળી રાજપૂત રાજાઓને નમાવી ખંડણી પડાવી તો પછી અમો કઇ વિસાતમાં ! તમો કહેશો તેટલી ખંડણી અમો આપશું. પરન્તુ આગળ જતાં ગોહિલ ભાવસિંહજીનું રાજ્ય આવે છે, તે આજકાલ આખા કાઠીઆવાડમાં બળવાન ગણાય છે. તેણે આસપાસના અનેક ઠાકોરોને હરાવી, નમાવી, તેઓની જાગીરો દબાવી છે. તેને સ્વતંત્રતાનું અભિમાન છે. તમે પહેલાં એને નમાવો જો તે નમીને ખંડણી આપે તો અમો ખંડણી આપણા તૈયારજ છીએ.

ઝાલા ઠાકોરના મૂખેથી ભાવસિંહજીની પ્રશંસા સાંભળી મરેઠા સરદારો ક્રોધથી બળી ઉઠયા. તેઓ એકદમ શિહોર તરફ ઉપડયા. શિહોર થોડે દૂર રહ્યું, એટલે તેઓએ પડાવ નાંખી એક કાસદને શિહોર તરફ રવાના કર્યો.

× × ૩ × ×

મહારાજ ભાવસિંહજીના રાજત્વકાળમાં ગોહિલોનો ભાગ્ય રવિ

મધ્યાને તપતો હતો. એ શુરવીર રાજવીએ આસપાસના ઠાકોરોને હરાવી નમાવી મિત્ર બનાવી લીધા હતા. તેઓના પિતા રત્નસિંહજીના કારભારી વલ્લભજી મહેતા હતા. જ્યારે ભાવસિંહજી ગાદી ઉપર આવ્યા, ત્યારે તરૂણાવસ્થામાં હતા, તેથી સઘળો રાજ્ય કારોબાર તે ચલાવતા. એક સમયે તરૂણ ઠાકોરે રાજસેવકને કંઈ કામ બતાવ્યું. રાજસેવકે થોડીવારે પાછા આવી જણાવ્યું. "વલ્લભજી મહેતાની આજ્ઞા નથી." સાંભળીને બાળારાજાને પગથી મસ્તક પર્યન્ત ક્રોધ જ્વાળા પહોંચી, તેણે મહેતાને બોલાવી કહ્યું.

"આ રાજ્યનો સ્વામી હું છું. એટલે મારી આજ્ઞા ચાલવી જોઇએ. એક મ્યાનમાં બે તલવારો સમાઈ શકે નહિં એમ એક રાજ્યના બે રાજાઓ હોઈ શકે નહિ" એમ બોલી તેણે વલ્લભજી મહેતાને ઠાર કર્યો. એ પ્રકારથી મહેતા કુટુમ્બમાં ભારે હાહાકાર મચ્યો, તેઓએ લોલીયાણે જવા ઉચાળા ભર્યા. પરન્તુ રાજમાતાએ "ઠાકોરશ્રી બાળક વયના છે." એવું જણાવી સઘળાને નગર છોડી જતા અટકાવ્યા. અને કારભારીની પાઘડી વલ્લભજી મહેતાના એક કુટુમ્બીને બંધાવી.

એવા ઉગ્ર સ્વભાવના મહારાજા ભાવસિંહજી એક પ્રભાતે શિહોરની રાજસભામાં બેઠા હતા. તેવામાં કંથાજી, પિલાજીના દુતે આવી સંદેશો સંભળાવ્યો કે.

"ઠાકોર! પિલાજી અને કંથાજી કદમ બાંડે પુના સરકારના માનીતા સરદારો છે. તેના પરાક્રમથી આજ હિન્દુસ્તાનનો કોઈ દેશ અજાણ્યો નથી. સઘળાં રાજારાણાઓને તેઓએ નમાવ્યા છે. તેઓ અત્યારે તમારી પાસે ચડેલી ખંડણી લેવા આવ્યા છે. સાથે કાળના કરાળ દુત જેવા અનેક મરેઠા વીરો લાવ્યા છે. અહિં આવતા સુધીમાં તેઓને અનેક ઠાકોરોએ, તથા નવાબોએ વગર લડયે ખંડણી આપી માથા નમાવ્યા છે. જેઓ સામે થયા તેઓએ પ્રાણ તથા રાજપાટો ગુમાવ્યા છે. તે બળવાન સરદારોએ મારી સાથે કહેવરાવ્યું છે કે-તમે કાઠીયાવાડના ઘણાં ઠાકોરોની જાગીરો ખુંચવી લીધી છે.

પુનાના જે મરાઠા સરદારો ખંડણી ઉઘરાવવા આવે છે તેઓ સામે થઈ ખંડણી આપતા નથી. તો આ વખતે ખંડણી આપી શરણે થાઓ. નહિંતો વિપરિત પરિણામ ભોગવવું પડશે."

કાસદની સઘળી વાત શાન્તિપૂર્વક સાંભળી ભાવસિંહજીએ ક્રોધથી તલવાર ખેંચતા પૂછ્યું.

"તારો સરદાર ગમે તે, ગમે તેવો બળવાન હોય, પણ તું કોણ છે ?"

"બ્રાહ્મણ છું."

"ત્યારે લાચાર!" તેણે તલવાર મ્યાન કરતા કહ્યું. "જો કોઈ અન્ય જાતીનો હોત તો આ ક્ષણે ને આ સ્થાને શિરચ્છેદ કરી નાંખત. તું બ્રાહ્મણ એટલે જીવતો જવા દઉં છું. તારા સરદારને કહેજે ગોહિલ ભાવસિંહજીને ભૂતળમાં કોઇનો ભય નથી. તમારી જેવા અભિમાનીઓને હું ખંડણી આપવાનો નથી."

કાસદ જવાબ સાંભળી રાજસભામાંથી ચાલતો થયો, મરેઠી છાવણીમાં જઈ પિલાજીને કહ્યું. "સરદાર! આ રાજા ધમકીથી આપણી આધિનતાતો સ્વીકાર કરે તેવો નથી. તે લડવા તૈયાર છે."

સાંભળીને બેય મરેઠા સરદારો ક્રોધે ભરાણા. એજ ઘડીએ લશ્કર તૈયાર કરી શિહોર તરફ જવા માંડયું.

શિહોરમાં ભાવસિંહજી યુદ્ધ માટે તૈયારજ હતા. મરેઠી સૈન્ય કિલ્લાની નિકટમાં આવ્યું કે તુરત જ કિલ્લા પરથી તોપોનો મારો શરૂ કર્યો. ચમકીને મરેઠા સૈનિકો કિલ્લા તરફ દ્રષ્ટિ કરે છે તો કાંગરે કાંગરે હાથમાં બંદુક, જંજાળો, ગોફણ, ગીલોલ અને જંતરડા ઝાલીને સૈનિકો ઉભા છે. જોઈને તેઓ ભયભિત બની ગયા. તેવામાં કિલ્લા પરથી રજપૂત સૈનિકો શસ્ત્રોનો વરસાદ વરસાવવા લાગ્યા.

તોપોની ઘોર ગર્જનાઓથી કિલ્લો ગાજી ઉઠ્યો. ઉભય પક્ષના અગણીત વીરો મરણને શરણ થયા. ત્રણ ચાર દિવસ એક ધારૂં

યુદ્ધ ચાલ્યું. મરેઠી ફોજ સામટી હતી. એટલે ગમે તેટલી શુરવીરતાથી લડવા છતાં તેઓ સામે વિજય પ્રાપ્ત કરી શકાય તેમ નથી, યુદ્ધ વિશારદ ભાવસિંહજીએ એવી ગણતરી કરી લીધી. તેના ભાયાતો ગારીયાધારના નોંઘણજી તથા લાઠીના જીજીબાવા. તેઓની ફોજ સહઃ શિહોરની મદદે આવ્યા હતા. છતાં વિજયની આશા ન્હોતી જ !

× × ૪ × ×

" પિલાજી ! આપણે ઘણાં રાજા-રાણા નવાબો અને કિલ્લેદારો સાથે લડયા. ઘણાંને નમાવ્યા. પણ આ રાજા મારી નજરમાં જુદોજ દેખાય છે. નિશાકાળે યુદ્ધ બંધ પડયા પછી છાવણીમાં બેઠેલા કંથાજીએ પિલાજી ગાયકવાડને ઉદ્દેશીને કહેવા માંડયું.

" આપણે જેવો સાંભળ્યો હતો તેવો જ તે શુરવીર છે. આવા બહાદુર રાજાને નમાવતાં આપણે અસંખ્ય સૈનિકોનો ભોગ આપવો પડશે. " પિલાજીએ કંથાજીને પોતાનો અભિપ્રાય કહી સંભાવ્યો.

" મેં એક યુક્તિ શોધી છે. "

" કઈ " પિલાજીએ પૂછયું.

આવતી પ્રભાતે આપોઆપ તમારા જાણવામાં આવી જશે. " કંથાજીએ કહ્યું. ને તેણે વાતનો વિષય બદલ્યો. મોડી રાતે બન્ને નિંદ્રાધિન થયા. પ્રભાતે પિલાજીએ ભારે આશ્ચર્ય વચ્ચે ભાવસિંહજીને તેના ભાયાત ઠાકોરો સહિત છાવણી તરફ આવતા દીઠા. ત્રણે ઠાકોરો નિશસ્ત્ર હતા. તેઓ જે તંબુમાં કંથાજી, અને પિલાજી બેઠા હતા. તે તંબુમાં આવી પહોંચ્યા.

" પધારો...પધારો..." કંથાજીએ આસન ઉપરથી ઉઠી ત્રણેને આવકાર આપી ગાલીચાઓ પર બેસાડયા. "આપ મારા સંદેશા પર વિશ્વાસ મૂકી પધાર્યો એ માટે આભારી છું."

" એમાં શું ? અમો ક્ષત્રિયો શત્રુઓને વિશ્વાસઘાતી સમજતા નથી. તેથી જ તમારા કાસદે ગઇ સાયંકાળે મારી પાસે આવી તમારો

સંદેશો સંભળાવ્યો. તેણે કહ્યું હતું ' જો અમો ત્રણે તમારા વચનને માન આપી મિત્ર ભાવે બીન શસ્ત્રે કે બીન રક્ષકે આવીએ તો તમો વગર ખંડણીએ અમારી સાથે સમાધાન કરી અત્રેથી સૈન્ય ઉઠાવી જશો. "

પિલાજી હવે સમજ્યો કંથાજીએ રાતે કહેલી યુક્તિ કઈ હતી ? કંથાજીએ કાસદ સાથે મોકલેલો સંદેશો માત્ર યુક્તિજ હતી. તેના કહેણુ પર વિશ્વાસ મુકી વિશ્વાસુ ગોહિલો અત્યારે વગર હથીયારે શત્રુ શીબીરમાં એકલા આવ્યા હતા. કંથાજીએ ગોઠવી રાખેલા સંકેતાનુસાર અલ્પવારમાં એક પછી એક મરેઠા સૈનિકો એકત્ર થવા લાગ્યા. સારી પેઠે સૈનિકો એકત્ર થઈ ગયા. એટલે કંથાજીએ ભાવસિંહજીને નિર્ભયતા-પૂર્વક કહ્યું.

" મેં તમોને વગર ખંડણીએ સમાધાન કરવા બોલાવ્યા નથી. ખંડણીની રકમ લઇને બોલાવ્યા હતા. શું તમો ખંડણી નથી લાવ્યા ? "

" ભાવસિંહજી સમજ્યા મરેઠા સરદારે દગાની જાળ પાથરી તેણે તેની સામે લાલ આંખો કરી કહ્યું. " કંથાજી. હું જાણી ગયો છું કે, તું મારી સાથે દગો ખેલવા તૈયાર થયો છે. પણ યાદ રાખ દુનીઆમાં દગાથી કોઈનો જય થયો નથી એમ થવાનો પણ નથી."

" જોઇ લેવાશે. " એમ બોલી કંથાજીએ એના સૈનિકોને સંજ્ઞા કરી તેઓએ ત્રણે ઠાકોરેને કેદ કરી લીધા.

" દગો ? " ભાવસિંહજીના મૂખમાંથી એક જ વાકચ સરી પડયું

ત્રણે ઠાકોરોને દગાથી કેદ કરી મરેઠાઓએ છાવણી ઉપાડી ત્યાંથી આગળ કૂચ કરી.

કંથાજીના દગાથી ભાવસિંહજી તેના ભાયાતો સહિત કેદ પકડાયાના સમાચાર પ્રજાના જાણવામાં આવતાં શિહોરના કિલ્લામાં હાહાકાર વર્તાઈ રહ્યો.

× × ૫ × ×

શિહોરથી બીજે મજલે મરેઠા લશ્કરનો પડાવ પડ્યો છે, કૃષ્ણપક્ષ હોઈ નિશાકાળે છાવણીમાં ગાઢ તિમિર છવાઈ રહ્યો છે. એક રાવટીમાં મહારાજ ભાવસિંહજી, નોંઘણજી તથા જીજીબાવા છે. બે ઠાકોરો નિંદ્રાધિન છે. જાગે છે એકલા ભાવસિંહજી જ. અર્ધ નિશા થવા છતાં તેઓને નિંદ્રા આવી નથી શી રીતે આવે? કંથાજીનું કપટ તેને સાલતું હતું. છેતરી સિંહને પીંજરામાં પુરનાર એ દગાબાજના પંજામાંથી હવે કઇ રીતે મૂક્તિ મેળવવી? એકે યુક્તિ સુઝતી નથી.

ચારે તરફ રાવટીઓ છે. દરેક રાવટીમાં મરેઠા સરદારો સુખની નિંદ્રા લેતા પડયા છે. સૈનિકો ખુલ્લા મેદાનમાં સુતા છે. એક તરફ અશ્વ ઉંટો અને બળદો બાંધ્યા છે. તે પશુઓની પાસે તેના રખેવાળો પડયા છે. તેમાંથી એક આદમી ઉઠયો. ધીમે ધીમે ગોહિલ ઠાકોરની રાવટી નજીક પહોંચ્યો. પહેરેગીરોની નજર ચૂકાવી અંદર પેસી ગયો.

"કોણ?" ઠાકોરે તેને ટપાર્યો.

"બાપુ. એ તો હું."

"તું કોણ હાજો?"

"હા, બાપુ."

"અહિં કયાંથી?"

"આપને પકડાઈ જવાની વાત સાંભળી ફોજના ઉંટવાળા રબારીઓની ઓળખાણ કરી તેઓ સાથે ભળી ગયો છું. આપને કંઈ ભલામણ કરવી છે?"

"તને શું ભલામણ કરૂં? આ અનગળ ફોજમાંથી મને છોડાવી જવાની તારામાં હિમ્મત છે?"

"બાપુ! એ શી રીતે બને? લાખ્ખો મરેઠાઓને મારા જેસો

ત્રણસો રબારીઓ શી રીતે પહોંચી શકે?"

ભાવસિંહજી ગંભીર વિચારમાં નિમગ્ન બની ગયા. થોડી વારે બોલ્યા: "કોઈ બ્હાને લશ્કરથી છૂટો પડું તો?"

"અરે! તો તો ભારે કામ થાય ને?"

"દસેરા કયે દિવસે છે?"

"પરમ દિવસે."

"જા. પરમ દિવસની સાંજે હું લશ્કરથી છૂટો પડીશ." ભાવસિંહજીએ જણાવ્યું.

માથું ઝુકાવીને શિહોર તાબાના મઢડા ગામનો એ રબારી હાજો જેમ આવ્યો તેમ રાવટી બહાર નિકળી ચાલતો થયો. એ જ વખતે છાવણીમાંથી છટક્યો.

હાજો રબારી રાજભક્ત હતો. પોતાના રાજાને મરેઠાઓના પંઝામાંથી મૂક્ત કરાવવા જીવનું જોખમ ખેડી મરેઠી ફોજના રબારીઓની ઓળખાણ કાઢી ફોજમાં ભળી ગયો હતો. અને ભાવસિંહજી સાથે વાર્તાલાપ કરી છટક્યો. બીજી પ્રભાતથી તે રબારીઓને એકઠા કરવા લાગ્યો. અસંખ્ય રબારીઓને એકઠાં કરી દશેરાની પ્રભાતે તેણે વાયુવેગી સાંઢીયાઓ મરેઠા પાછળ મારી મૂક્યા. ગરેડના ગાળામાં જઈ તે તેના સાથીદારો સહિત છુપાયો. કંથાજી તથા પિલાજીની ફોજ નજીકમાં છાવણી નાંખી પડી હતી.

× × ૬ × ×

"સરદાર! આજ દશેરાનો તહેવાર છે. અમારે અમારા ક્ષત્રિય ધર્માનૂસાર *શમી પુજવા જવું જોઈએ." દશેરાની પ્રભાતે ભાવસિંહજીએ કંથાજી પાસે રજા માંગી.

---

* વૈરાટનગરમાં ગુપ્તવાસ કરતી વખતે પાંડવો એક શમીમાં શસ્ત્રો છુપાવતા ગયા હતા. પાછા લેતી વખતે શમીપુજન કર્યું હતું. તે કાળથી અત્યાર સુધી ક્ષત્રિયો વિજયાદશમીને દિવસે શમીપુજન તથા શસ્ત્રપુજન કરે છે.

"ખુશીથી." મરેઠા સરદારે ઉદારતા દર્શાવી. "તમો વીશ મરેઠા સ્વારો લઈ નજીકમાં પુજન થઈ શકે ત્યાં જઈ શકો છો."

રજા મળતાં વીશ ઘોડેસ્વારોની દેખરેખ તળે ભાવસિંહજી, નોંઘણજી, તથા જીજીભાવા છાવણીમાંથી ઉપડયા. મરેઠાઓને દુરને દુર ખસડી ગયા. હવે પોતે પડાવથી ઘણે દુર નિકળી આવ્યા છે તેવી ખાત્રી થયા પછી ત્રણે રાજવીઓ અશ્વો પરથી ઉતરી એક શમીનું પુંજન કરવા લાગ્યા. મરેઠા સ્વારો એક તરફ ઉભા રહ્યા.

સાથે આવેલા બ્રાહ્મણે શમી પુજનની સમાપ્તી કરાવી. ત્રણે ઠાકોરો કુમકુમ તિલકો સમેત અશ્વારૂઢ થયા એવામાં એકાએક અસંખ્ય સાંઢણી સ્વારો આવી મરેઠા અશ્વારોને ઘેરી વળ્યા.

"મહારાજ ભાવસિંહજીનો જય!" એવી પ્રચંડ ગર્જના વડે તેઓએ પહાડી પ્રદેશ ગજાવી મૂકયો. સામટા સાંઢણી સ્વારોને અવલોકી મરેઠાઓ ગભરાઈ ગયા. તેઓ પ્રાણ બચાવવાના લોભે ન્હાસી છુટયા.

"મહારાજ! આપ શિહોર પધારો...લગારે ભય રાખશો નહિં. જયાં લગી આપ ક્ષેમકુશળ શિહોરના કિલ્લામાં નહિં પહોંચો ત્યાં લગી અમો એકપણ મરેઠાને અહિંથી આગળ વધવા દઈશું નહિ."

મરેઠાઓના પલાયન કરી જવા પછી સાંઢણી સ્વારોના અગ્રેસરે ઠાકોર ભાવસિંહજી પાસે આવી કહ્યું.

"શાહબાશ. હાજા. આજ તેં ખરેખરી રાજભક્તિ બતાવી." ભાવસિંહજીએ પીઠ થાબડી હાજાને શાબાશી આપી, અને બન્ને ભાયાતો સહિત ત્યાંથી શિહોરની દીશામાં અશ્વો મારી મૂકયા.

કંથાજી અને પિલાજીને સમાચાર મળ્યા કે. 'ગોહિલ ઠાકોરો છટકયા.' તેઓ લશ્કર લઇ પાછળ પડયા. હાજા રબારીએ ગેરડનો ગાળો રોકયો હતો. બન્ને તરફ ઉંચા પહાડોની હારમાળા માત્ર એકજ

અશ્વ ચાલી શકે તેવો સાંકડો માર્ગ એ માર્ગ વચ્ચે ઉંટો ઉભા રાખીને તેણે માર્ગ અટકાવ્યો. પચ્ચાસ પચ્ચાસ હાથના અંતર પર એક એક રબારી ગોઠવાઈ ગયો. મરેઠી લશ્કરે જે વખતે ગરેડના ગાળામાં પ્રવેશ કર્યો. તે વખતે કદી કોઈ દેશની પ્રજાએ પોતાના રાજા માટે નહિં આદરેલ એવું યુદ્ધ રબારીઓએ આદર્યું.

સાંકડા માર્ગમાં મરેઠા વીરો આગળ વધવા જાય છે. માર્ગ રોકી ઉભેલો રબારી તેની સામો થાય છે એકલો સામટા મરેઠાઓ સામે લડતો મરાય છે. એકને મારી મરેઠાઓ આગળ વધે એટલામાં બીજો સામે થાય છે. તેવી રીતે ઘણાં કલાક સુધી યુદ્ધ ચાલ્યું. અસંખ્ય મરેઠા અને રબારીઓ મરાણા: કેટલાએક ઘવાણા. બીજી પ્રભાતે બચેલા રબારીઓ ન્હાસી છુટયા પરન્તુ એ સાંકડા પહાડી માર્ગમાં ઉંટોને ગુડતા ગયા. તેથી મરેઠાઓ તે માર્ગેથી શિહોર તરફ જઈ શકયા નહિ.

" હવે ભાવસિંહજી શિહોરના કિલ્લામાં પહોંચી ગયા હશે. હવે પાછળ જઇ યુદ્ધ આદરવાથી ફાવી શકાશે નહિ. " એમ વિચારીને કંથાજી તથા પિલાજી ખંડણી લેવાનો વિચાર માંડી વાળી અન્ય રજવાડાઓ તરફ ચાલ્યા ગયા.

× × ૭ × ×

હાજા રબારીની સહાયતા વડે મરેઠાઓના પંજામાંથી મૂકત થઇ નોંઘણજી તથા જીજીબાવા સહિત ભાવસિંહજી શિહોર પહોંચી ગયા. કિલ્લામાં જઈ, વખતે પિલાજી–કંથાજી પાછળ આવશે એવા અનુમાનથી યુદ્ધની તૈયારીઓ કરવા લાગ્યા એટલામાં મરેઠા સરદારો ગોહિલવાડમાંથી ઉપડી ગયાના સમાચાર મળ્યા. તેથી તેઓ અપાર આનંદ પામ્યા.

નોંઘણજી તથા જીજીબાવાએ પોતપોતાનાં નગરોમાં જઇ રાજ્યો

સાચવી લીધા અને મહારાજા ભાવસિંહ શિહોરનું રાજ્યશાસન ચલાવવા લાગ્યા.

રબારીઓની રાજભક્તિની અમ્મર ગાથા ગરેડના ગાળામાં હજી લગી સજીવન છે. પોતાના પ્રભુ તુલ્ય રાજાની રક્ષાર્થે જેજે રબારી વીરોએ જીવન સમ્પર્ણ કર્યાં છે તે તે વીરોની ખાંભીઓ તે સ્થાને વિદ્યમાન છે.

× × ૮ × ×

એક દી થોડા અશ્વારો સાથે મહારાજા શિકારે નિકળ્યા છે. રમ્મતમાંને રમ્મતમાં વડવા ગામની સીમ સુધી જઈ પહોંચ્યા. પૂર્વ દીશામાં સાગર ઘૂઘવે છે. પશ્ચિમમાં ન્હાનકડું વડવા ગામ દેખાય છે. ઉત્તરે કાળુભાર. ઘેલોને રંઘોળી સરીતાઓ અન્ય અનેક સરીતાઓને નીજ ઉદરમાં સમાવતી સાગરમાં જઈ મળે છે. એ સ્થળે વિશાળ પટ પડવાથી ખાડી સરજાઈ ગઇ છે. ખાડીની પેલી મેર ભાલના ઝાંજવા દેખાય છે.

વડવાની સીમમાં મહારાજે એક શશક દીઠો. બોરડીના જાળામાં લંપાઇને બેઠો હતો. મહારાજે તેની તરફ અશ્વ ચલાવ્યો અશ્વ નિકટમાં જઈ પહોંચ્યો છતાં શશક ભય પામ્યો નહિં. મહારાજે ભાલો ઉંચકયો. શશકે કાન ચડાવી સિંહની પેઠે આગલા બેય પગ ઉંચા કર્યા. મહારાજા આશ્ચર્ય પામ્યા તેણે ભાલો પાછો ખેંચ્યો. તેના સાથીદારો નિકટમાં આવી લાગ્યા. એટલે તેઓને પૂછ્યું.

“ આ સસલો મારા સામે થયો. ”

“ અન્નદાતા : એ પ્રભાવ ભૂમિનો. આ ભૂમિ પ્રભાવ શાળી હોવી જોઈએ. ” સેવકોમાંથી એક વયો વૃધ્ધે જણાવ્યું.

“ એમ ? ” ઠાકોરે વિસ્મયતાથી પૂછ્યું.

"જી હા. જો આ સ્થળે નગર વસાવ્યું હોય તો ભારે જાહોજલાલી વાળું થાય."

"વસાવીએ અહિં નિશાની કરો." નિશાની કરવાનીને મહારાજે એક સેવકને કહ્યું." જા તું શિહોર જઈ રાજકવિ તથા રાજપૂરોહિતને બોલાવી આવ."

તુરતજ અશ્વરોહી શિહોર તરફ વિદાય થયો. મહારાજ તેના સાથીદારો સહીત રૂવાપરી માતાના મંદીરમાં જઈ અશ્વો બાંધી દઈ ઓતરા ઉપર ધાંસીયાઓ બિછાવી બેઠા.

પૂર્વ દિશામાં સાગરના મોજાઓ ઉછળી રહ્યા હતા. જાણે મહારાજને સત્કારતા નહોય! સ્મીર શિત અને સુખકર વહાતો હતો. મંદારમાં વિરાજેલા રૂવાપરી માતાની શાંન્ત મૂર્તિ જાણે ગોહિલ કુળ ચૂડામણી ભાવસિંહજીને આશીર્વાદ આપતી હતી.

"બાપુ! આપે આ રૂવાપરી માતાની વાત સાંભળી છે?" એક સરદારે મહારાજને પૂછ્યું.

"હા. તે સાચી હશે?"

"અમો ને તો સાચી લાગે છે. કહેવાય છે કે. અત્યારના વળા અને પચ્છેગામની વચ્ચે વલ્લભિપુર નગર હતું. તે નગરમાં સૂર્યવંશી વલ્લભી રાજાઓ રાજ્ય કરતા. તેઓ આખા ગુજરાતના સ્વામી હતા. એટલે તે નગર ગુજરાતનું પાટનગર ગણાતું. તેમાં સેંકડો કરોડપતિઓનો નિવાસ હતો. છેલ્લા રાજા શિલાદીત્યના સમયમાં તે નગર બહાર થાપા ડુંગર ઉપર ધૂમલીનાથ બાવાએ આવી નિવાસ કર્યો. તેનો શિષ્ય ગામમાં ભીક્ષા માંગવા ગયો. પરન્તુ કોઇએ ભિક્ષા આપી નહિં તેથી નિકટની કાંટયમાંથી કાંટો કાપી લાવી. તે વેચી જે દામ ઉપજે તેનો આટો ખરીદયો અને ગામમાં એક દયાળુબાઈ પાસે રોટલા ઘડાવી ગરૂ પાસે ગયો. એવી રીતે

ચેલાએ ઘણાં દિવસ કર્યું: જ્યારે ધૂમલીનાથના જાણવામાં આ વાત આવી ત્યારે તેણે ખપ્પર ઉંચું કરી કહ્યું:

"ચેલા! વલ્લભપુરના લોકો નિર્દય છે. હું તેઓનો નાશ કરીશ. તું જા. આપણને રોટલા ઘડી દેનાર પર ગજુ બાઇને ચેતાવી દે. ભાગી છુટે. પાછું વાળી જુએ નહિં નહિંતો પત્થર થઈ પડશે."

ચેલાએ ગામમાં જઈ બાઇને ચેતાવી દીધી. બાઇ ન્હાસી છુટી. ચેલો ગામમાંથી પાછો ફર્યો. કે તુરત ગુરૂએ "પટ્ટન સો દટ્ટન ઓર માયાસો મીટ્ટી." કહી ખપ્પર ઉંધુ માર્યું. તે સાથે જ વલ્લભિપુર તથા પાટણ તરીકે ઓળખાતા બીજા નગરોનો નાશ થયો. વલ્લભિપુરનો નાશ થયો વલ્લિભિપુરનો નાશ કરનાર ધૂમલીમલ તથા તેના શિષ્યની પાષાણ પ્રતિમાઓ હાલ તે ડુંગરમાં મોજુદ છે.

ચેલાની ચેતવણીથી ન્હાસી છુટેલી બાઇ ભાગતી ભાગતી દરિઆ સુધી પહોંચી. આગળ દરિઓ જોઇ તેણે પાછળ નજર કરી. તત્કાળ તે પાષાણ પ્રતિમા થઇ ગઈ. સામે દેખાતા રૂવા નામક ગામડા ઉપરથી રૂવાપરી નામ પડેલું છે."

એવી વાતો સાંભળતા ભાવસિંહજી બેઠા હતા. તેવામાં રાજ પૂરોહિત તથા રાજ્ય કવિ આવી પહોંચ્યા. મહારાજે રાજકવિને પૂછ્યું:

"કવિ! આ સ્થળે અસલના વખતમાં શું હશે?"

"અસલના વખતમાં અહિં ધૂતારાપટ્ટણ નામે ગામ હતું. એક વખત કોઈ દેરાણી જેઠાણીના સાત વહાણો સૂર્યપુર અથવા સુરતથી આ તરફ આવતા હતા. આ રૂવાપરી માતાની અવકૃપા થવાથી તે સાતે વહાણો ડુબ્યા. જુઓ સામે દેખાય છે તે ડુણો. એ સ્થળે જ વહાણો ડુબ્યા હતા જ્યારે ગુજરાત પર વાઘેલા રાજપૂતો રાજ્ય કરતા ત્યારે વડવા પ્રસિદ્ધ બંદર હતું."

રાજકવિના મૂખેથી વડવાનો ઈતિહાસ જાણી લઇ મહારાજાએ પૂરોહિતને પૂછ્યું.

"પંડીતજી! આ સ્થળે એક શશક અમારી સામે થયો. એટલે જ્યોતિષ દૃષ્ટીએ આ ભૂમિનો પ્રભાવ કેવો ભાસે છે?"

"મહારાજ! આ સ્થળે જો આપ નગર વસાવો તો મહા સમૃદ્ધિ શાળી થઈ પડે તેમ છે."

"મારો પણ એજ નિરધાર છે." મહારાજે જણાવ્યું. "આ સ્થળ સગવડતા યોગ્ય તથા સુરક્ષિત છે. પ્રકૃતિ સૌન્દર્યમાં પણ આ સ્થળ સર્વોત્તમ છે. હવે તમો કહો તે સમયે નગર રચવાનો પાયો નાંખીએ."

પૂરોહિતે જણાવ્યું." આવતી કાલે અક્ષયત્રીજને સોમવાર છે. એટલે દિવસના પહેલા પહોરે દરબારગઢનું મૂહર્ત કરાય તો ઘણું જ સારૂં."

મહારાજાએ પંડીતના કથન મુજબ બીજે દિવસે સંવત ૧૭૭૯ ના વૈશાખ સુદ ૩ ને સોમવાર. ઇ. સ. ૧૭૨૩ ને રોજ તે સ્થળે નગરનું મુહર્ત કર્યું. જે સ્થળે શશક સ્હામે થયો હતો. તે સ્થળે રાજ્ય ભુવનનો પાયો નંખાયો.

શહેરનું મુહર્ત કરી કિલ્લો તથા તેની અંદરના મકાનો બજારો ઈત્યાદિનો નકશો તૈયાર કરી. તે પ્રમાણે નગર રચના કરવાની આજ્ઞા આપી. મહારાજ શિહોર પધાર્યા.

અલ્પ સમયમાં જ નગર તૈયાર થઇ ગયું. તે નગરને ભાવસિંહજીએ પોતાના નામ ઉપરથી 'ભાવનગર' એવું શુભ નામ આપ્યું.

ગોહિલોનું અસલ પાટનગર ગોઘા. છેક જ જરજરીત થઈ ગયું હતું એટલામાં ઇન્દ્રની અમ્મરાપૂરીસમું રાઓળ ભાવસિંહજીનું નૂતન નગર પૃથ્વીપર દીપવા લાગ્યું ગોઘામાંથી અસંખ્ય ધનવાન. તેમજ સંસ્કારી કુટુમ્બોએ ભાવ નગરમાં આવી નિવાસ કર્યો. ભાવસિંહજીએ તેને પાટનગર સ્થાપ્યું એટલે ઉમરાળા, તથા શિહોરના

અનેક કુટુમ્બો તે નગરમાં આવી વસ્યા. અલ્પ સમયમાં ભાવનગર સૌરાષ્ટ્રના સર્વ નગરોમાં વિશાળ, તેમજ સમૃદ્ધિવાન નગર ગણાવા લાગ્યું.

× × ૯ × ×

મહારાજ ભાવસિંહજીએ બાહુબળવડે પોતાના રાજ્યને સુદૃઢ બનાવ્યું. ભાવનગર દરિઆ કિનારે હોવાથી શ્રેષ્ટ બંદર થઈ પડયું. અને અલ્પ સમયમાં અરબસ્તાન, સુરત. ભરૂચ, ખંભાત ઇત્યાદિ બંદરો સાથે વેપાર શરૂ થઈ ગયો.

મહારાજા ભાવસિંહજીને બે કુમારો હતા. અખેરાજજી ઉર્ફે બાવાજીરાજ અને બીજા વિસાજી. વિસાજીને વળાની જાગીર મળી હતી. ભાવસિંહજી *ભાવનગર તથા રાજ્યની સમ્પૂર્ણ આબાદી અવલોકી ઇ. સ. ૧૭૬૪ માં કૈલાસ વાસી થયા.



* ભાવનગરના ફટાયાને ત્રણ ગામો આપવાનો રિવાજ હતો પરન્તુ વિસાજીને વીશ ગામો મળ્યા હતા. તે માટે કહેવાય છે કે. તેનો જન્મ તથા યુવરાજનો જન્મ જુદી જુદી રાણીઓથી એકજ દિવસે થયો હતો. અત્યારે વળા ત્રીજા કલાસનું રાજ્ય ગણાય છે.

# " આતાભાઈ "

" નહિ પિતાજી ! મારે બરવાળા ભાંગવું છે. ત્યાંના ઘમંડી કાઠીઓ આપણી વસ્તીને રંજાડે છે. એટલે એક વખત મારે તેઓનું પાણી માપવું છે. "

ભાવનગરના દરબારગઢના ચોકમાં સોળે પ્રકારના હથીયાર સજી રોજડી ઘોડીપર સ્વાર થઈ, બરવાળા જવા તૈયાર થએલા યુવરાજ વખતસિંહજી ઉર્ફે અતાભાઈને બરવાળે જવાનો વિચાર માંડી વાળવા વૃદ્ધ પિતા સમજાવે છે. તેને ઉદ્દેશીને આતાભાઈએ ઉપરોક્ત વાક્યો ઉચાર્યાં.

" કુંવર તમે બાળક છો. બરવાળાના કાઠીઓ કાળઝાળ કહેવાય આમ પાંચ પચ્ચીસ માણસે તેઓ સામે લડવા ન જવાય. " મોઢે મૂછનો દોરો નહિં ફૂટેલ એવા બાળક આતાભાઈને વૃદ્ધ પિતાએ શિખામણ આપી.

" હું હવે બાળક નથી. ગઈ કાલે સોળ વરસ પુરા થઈ સત્તરમું બેઠું જો આજથી લડતાં નહિં શીખું તો. આવતી કાલે રાજ્યનું રક્ષણ શી રીતે કરી શકીશ. કાઠીઓ મને કાયર ગણી લુંટી લેવા લલચાય તે કરતાં અત્યારથી જ તેઓને મારા ભાલાની ઓળખાણ થાય એમાં શું ખોટું છે ? "

એમ આતાભાઇ પિતાને બહુ બહુ રીતે સમજાવે છે. પિતાનું

મન માનતું નથી. ઘડીમાં તેનું હૃદય રણમાં પૂત્રનું અમંગળ થવાની શંકાએ દુખાય છે. તો ઘડીમાં સોળ વરસની કાચી વયમાં કમ્મરે શિરોઈની તલવાર લટકાવી. હાથમાં ભમ્મર ભાલુ પકડી રોજડી ઘોડીને બરવાળાવાના ગઢમાથે ખેલવવાની હિમ્મત બીડનાર કુમારના અપૂર્વ શૌર્ય, સાહસ અને નિડરતા માટે હૈયામાં હર્ષ ઉભરાય છે. કુમારને જવા દેવા કે રોકી રાખવા? બેમાંથી એકેય વાત એના મનને રૂચતી નથી. જમણે હાથે રોજડીની વાઘો પકડી તે વાત્સલ્યપૂર્ણ નજરે કુંવરના મૂખ ઉપર મીટ માંડતા ઉભા છે. એવે આતાભાઇએ પિતાના હાથમાંથી રોજડીની વાઘો ઝુંટાવી પગની એડ મારી દુર કુદાવી જમણો હાથ ઉંચો કરીને કહ્યું.

"બાપુ! મારી લગારે ચિંતા કરશો નહિ. આપના આશીર્વાદથી આ ઘડીએ વિજય કરી પાછો વળું છું."

એમ બોલી એ અલબેલા રાજકુમારે ભાવનગરના દરબારગઢમાંથી ઘોડી છોડી મૂકી. એની પાછળ માત્ર થોડા અશ્વારો હતા.

બરવાળામાં સમાચાર પહોંચ્યા. પુરેપુરા કોપીને આતાભાઈ બરવાળા ઉપર આવે છે. કાઠીઓ તલવારો બાંધી કિલ્લા બહાર નિકળ્યા. એટલામાં આતાભાઈ આવી પહોંચ્યા. કાઠીઓ તે શુરા રાજકુમારનો રંગ જોઈ સમજી ગયા કે આ ભલે બાળક છે પણ એની સાથે લડવામાં સાર નથી. ' તેઓ આતાભાઇને વિનવવા લાગ્યા.

"કુંવર આપ બાળક આપની સાથે અમારાથી ધીંગાણું ન થાય"

"કાઠીઓ: તમે મારી રાંકડી રૈયતને લુંટવામાં કચાશ રાખતા નથી એટલે આજ લડયે જ છુટકો. કાંઈ ગળચવા ગળશો માં." આતાભાઇએ યુદ્ધનું આવ્હાન કર્યું.

"હવેથી ભાવનગરની હદમાં લુંટ નહિં કરીએ. તમે ભલા થઈ પાછા ફરી જાઓ."

"પાછો ફરૂં. એક શરતે."

"કઈ?" કાઠીઓએ પૂછ્યું.

"બરવાળાનો આ કોઠો તોડી પાડું" આતાભાઇએ જણાવ્યું.

કાઠીઓ અંદરો અંદર ચર્ચા કરી એક મતે જણાવ્યું; "ભલે જો આપની એવીજ ઇચ્છા હોય તો અમારી ના નથી."

"ગામમાંથી કંકુ મંગાવો." આતાભાઇએ વિજેતાની ઢબે આજ્ઞા કરી. કાઠીઓએ કંકુ મંગાવ્યું આતાભાઇએ કંકુવર્ણો હાથ કરી કોઠા માથે થાપા માર્યા સિંદોર મંગાવી ત્રીશુળ કાઢ્યું. ખોડીયાર માતાની સ્થાપના કરીને જણાવ્યું. "હવે કોઠો તોડવાની જરૂર નથી. તમારા કોઠા ઉપર અમારા ગોહિલોની કુળદેવીની થાપના થઇ ચૂકી."

એ રીતે સોળ વરસના આતાભાઈ વગર લડ્યે બરવાળાના કાઠીઓને નમાવી પાછા ફર્યા. એના એ કામથી આખી કાઠીયાવાડમાં એની નામના પ્રસરી વળી.

× × ૨ × ×

ઈ. સ. ૧૭૭૬માં અખેરાજજી ઉર્ફે બાવાજીરાજે કૈલાસવાસ કર્યો. એટલે આવા પ્રતાપી પૂરૂષે ભાવનગરનો રાજકિરીટ પોતાના મસ્તકે ધારણ કર્યો. તેનું નામ વખતસિંહજી હતું. પરંતુ તેની વીરતાથી અંજાઇ કાઠીયાવાડના કાઠીઓએ આતાભાઇ નામ આપ્યું હતું.

× × ૩ × ×

"હરૂડુમ...હરૂડુમ......હરૂડુમ...કરતી તળાજાના કિલ્લા ઉપર ભાવનગરી તોપો વછુટે છે પણ કિલ્લામાંથી કાંકરીએ ખરતી નથી. તળાજી નદીમાં ભાવનગરનું લશ્કર ઉભું છે. સામે કાંઠે તોપો ગોઠવી છે. તેના ઉપર તળાજાની ઉંચી ટેકરી પરથી દુશ્મનોની તોપોના ગોળા પડે છે. કિલ્લાના કોઠામાંથી ગોળીઓનો વરસાદ વરસે છે તોપ બંદુકોનો કારમો માર ઝીલતું ભાવનગરનુ લશ્કર અપાર શૌર્ય સાહસ પૂર્વક લડી રહ્યું છે.

તળાજાનો કિલ્લો ચાંચીયા કોળીઓના અધિકારમાં હતો. તેઓ તળાજા નજીકના દરિઆમાંથી પસાર થતા વહાણો લુંટતા તેથી તે ચાંચીયાઓને હરાવી તળાજા જીતી લેવા બ્રિટિશ અમલદારોએ અખેરાજજીને લખ્યું. મહારાજાએ પોતે જઇ ચાંચીયાઓને હરાવી કિલ્લો જીતી લીધો. એ જીતના બદલાનાં બ્રીટિશ અમલદારો તળાજાનો કિલ્લો મહારાજાને આપવા લાગ્યા પરન્તુ શેત્રુંજીને સામે કિનારે ભાવનગર રાજ્યની સીમા વધારવાનો વિચાર નહિં હોવાના કારણે તેણે તે કિલ્લાનો સ્વીકાર કર્યો નહોતો. પરન્તુ તેના પરાક્રમી પૂત્ર આતાભાઇ ભાવનગર રાજ્યના સ્વામી થયા ત્યારે તેઓએ તળાજા હાથ કરવાનો પ્રથમ પ્રયાસ કર્યો. બ્રીટિશ અમલદારોએ તે કિલ્લો ખંભાતના નવાબને સોંપ્યો હતો તેના તરફથી નુરૂદિન નામક સુબો તળાજામાં રહેતો. તે પ્રજાને પારાવાર દુઃખ દેતો. તેથી તળાજાના પ્રજાજનોએ તળાજા પર સત્તા સ્થાપવાની આતાભાઇને વિનંતી કરી. આતાભાઇએ ખંભાતના નવાબ પાસેથી પંચોત્તેર હજાર રૂપીઆ આપી તે કિલ્લો વેચાણ રાખ્યો. છતાં નરૂદ્દીન કિલ્લાનો કબજો છોડતો નહોતો. તેથી આતાભાઇએ અત્યારે તળાજાને ઘેરો ઘાલ્યો હતો. કિલ્લાને ઘેરો ઘાલ્યા પછી સેનાપતિ ભાદેવાજીને સૈન્યની સરદારી સોંપી આતાભાઇ ભાવનગર પધાર્યા. એ વાત જાણી નુરૂદ્દિને ભારે જોર શોરથી યુદ્ધ શરૂ કર્યું. દેવાજીને ભય લાગ્યો રખે નરૂદ્દિન પોતાનો પરાજય કરે. પાંચ દિવસ પુરા થયા છતાં મહારાજા ભાવનગરથી પાછા પધાર્યા નહિં. તેથી તેની ચિંતા વધતી જતી હતી.

યુદ્ધના નિયમ મુજબ નિશાકાળે યુદ્ધ બંધ પડયું. ભાદેવાજી છાવણીમાં જઇ બેઠા. એટલામાં નરૂદ્દીન તરફથી એક કાસદે આવી સંદેશો સંભળાવ્યો " આવતિ પ્રભાતે હુંશીયારીમાં રહેજો અમારો સરદાર કિલ્લા બહાર નિકળી તમારી સાથે મેદાનમાં પડશે."

આ સંદેશો સાંભળ્યા પછી ભાદેવાજીની આંખો સમક્ષ પરાજય

તરવરવા લાગ્યો. આખીરાત એને ઉંઘ આવી નહિં છાવણીમાં બેઠા બેઠા આતાભાઇનું નામ જપતા રહ્યા. મહારાજ કહેતા ગયા હતા 'ગભરાશો નહિં હું પાંચમા દિવસે આવી પહોંચીશ' છતાં પધાર્યા નહિં. કયાંથી પધારે? રાજસુખમાં રણસંગ્રામ વિસરી ગયા હશે.'

આખી ફોજ ઘોર નિંદ્રામાં ઘોરતી હતી. સેનાપતી અંગ ઉપર શસ્ત્ર અને બખ્તર એમના એમ રહેવા દઇ તલવાર પર વૃદ્ધ કાયા ટેકાવી આવતી પ્રભાતના વિચારોમાં બેઠા હતા. તેવામાં બે સાંઢણી સ્વારોએ આવી. થોડે દુર સાંઢીયા ઝુકાવી દીધા થોડે દુર એક વૃક્ષ નીચે ધાંસીઆ બિછાવી બેઠા. દેવાજી એ આશાતૂર અંતરે અવાજ દીધો.

"કોણ?"

"એ તો હુ રાયકો." એમ બોલતો એક આદમી ભા પાસે આવ્યો બીજો સાંઢીઆઓની ઓથમાં બેસી રહ્યો.

"શું લઇ આવ્યો છે રાયકા?"

"ટપાલ."

"ઠીક જા. બીજો કોણ છે?"

"મારો જોડીદાર." કહી રાયકો ચાલતો થયો. વૃક્ષ નીચે જઇ તેના જોડીદાર સાથે વાતો કરવા લાગ્યો.

રાત્રી વિતવા લાગી તેની સાથે સાથ ભાના અંતરની ચિંતા વધવા લાગી. તે ઉઠયા. નવા આવેલા સાંઢણી સ્વારો કને ગયા. એક ઓઢીને સુઇ ગયો હતો. બીજો જાગતો બેઠો હતો. થોડીવાર પહેલાં જેને તેણે બોલાવ્યો હતો તેજ હતો.

"નિંદ્રા નથી આવતી?" રાયકાએ ભાને તેની પાસે આવેલા જોઇ પૂછયું.

"કયે સુખે આવે રાયકા! તેં ભાવનગરમાં મહારાજના સમાચાર સાંભળ્યા?"

"એ રાજમહેલમાં મઝા કરે."

"મઝાજ કરે ને ? આજકાલના રાજાઓ મઝા માણવામાં જીન્દગી નહિં ગાળે તો, નરૂદ્દિન જેવા જુલ્મીઓ જગતમાં શી રીતે જીવતા રહેશે ?"

"સેનાપતિ શ્યાબ નરૂદ્દિનને મારવા માટે તમને રાખ્યા છે ને ?"

"મારવા નહિં મરવા. એ જોરાવર દુશ્મન જાણી ગયો છે કે આતાભાઈ અહિં નથી. એથી આજ સાંજે સંદેશો કહેવડાવ્યો છે પ્રભાતે કિલ્લા બહાર નીકળી આપણા લશ્કર સાથે યુદ્ધ આદરશે. મોવડી વીનાનું આપણું લશ્કર તેની ટક્કર ઝીલી ટકશે નહિં."

"આટલી બધી વાત છે તોય આપે મહારાજને તેડાવ્યા નહિ?"

"આપણાથી તેડાવાય ?" કહીને ભા ત્યાંથી ચાલતા થયા. રાયકાના સાથીદારે પાંસુ ફેરવ્યું. તેના જવા પછી તેણે ઉઠીને બેઠેલા રાયકા સાથે બેઘડી કંઇક વાતો કરી.

વ્હેલી પ્રભાતે તળાજાના બંધ બારણાં ઉઘડયા એમાંથી "માર ...માર..." કરતાં નરૂદ્દિનના માણસો બહાર નિકળ્યા વૃદ્ધ રાજપૂત સરદાર નિમકહલાલીની છેલ્લી રમત રમી લેવા તૈયાર હતો. તે તેનું સૈન્ય લઈ આગળ વધ્યો. શેત્રુંજીને તળાજી વચ્ચેના મેદાનમાં રણરંગ જામ્યો.

નરૂદ્દિન ઉત્સાહ પૂર્વક લડી રહ્યો હતો તેવામાં તેની નજર કિલ્લા તરફ લંબાઈ તે સાથે જ તેના હાથમાં ફરતી તલવાર અટકી તેની ભારે અજાયબી વચ્ચે તળાજાના કિલ્લા ઉપર ભાવનગરની રાજ્ય પતાકા ફરકતી દેખાઇ. ચમકીને તેણે તળાજા તરફ અશ્વ દોડાવ્યો. દેવાજી તેની પાછળ થયા. તે શા માટે ન્હાસી છુટયો ? તે ન્હોતા સમજ્યા એટલુંજ સમજ્યા કે કોઇ કારણ વશાત નરૂદ્દિન

રણભૂમિમાંથી ન્હાસી જાય છે. નરૂદ્દિનને તળાજાના પ્રવેશદ્વારમાં પેસતા ભાને પોતાની પાછળ જોયા. તેણે એકલવાયા વૃદ્ધ સેનાપતિને ઠાર કરવા સાંગ તોળી. તોળાયેલી સાંગ, ભાની વૃદ્ધ કાયાપર પડે તે પહેલાં એક યુવાન અશ્વારે પાછળથી અશ્વ દોડાવતા આવી નુરૂદ્દિન પર ભાલો ફેંક્યો. ભાલાના એકજ ઘાએ તે ગતઃ પ્રાણ થઇ પૃથ્વિ પર પડયો.

આંખ મીંચાઇને ઉઘડે એટલીવારમાં આ બધો બનાવ બની ગયો. અપાર આશ્ચર્ય પામી ભા પોતાને બચાવનાર તરફ નજર કરે છે તો જેની તે અત્યાર લગી વાટ જોતા હતા તેજ ભાવેણાનો નાથ ભડવીર આતાભાઈ !

" રંગ છે મારા રાજા. ધન્ય છે આતાભાઈઃ મેં જાણ્યું કે, આપના સ્મૃતિ પટ્ટમાંથી સમરાંગણ વિસરાઈ ગયો હશે. પણ આશી નવાઈ ? "

" ભા. ગઈ રાતે તમે જે રાયકા સાથે વાતો કરતા હતા તેનો સાથીદાર અન્ય નહિં હું પોતે જ હતો. "

ભા હવે સમજ્યા કે. રાયકાનો સાથીદાર કોણ હતો ? પણ વધારે વાતો કરવાનો વખત ન્હોતો નરૂદ્દિનના સૈનિકોને કિલ્લામાં આવતાં અટકાવવા આતાભાઈ સામે ધસ્યા. ઘડીભર યુદ્ધ ચાલ્યું નરૂદ્દિનના માણસોમાંથી કેટલાએક મરાયા ને કેટલાએક ન્હાસી છુટયા.

વીર વખતસિંહજીનો જય થયો. એની જય ગર્જનાથી તળાજાનો કિલ્લો ગાજી ઉઠયો. રૈયત રાજી થઇ. વિજેતા આતાભાઇને વધાવવા આવી. એ આનંદમાં અભિવૃદ્ધિ કરનાર સમાચાર લઇ એક અશ્વાર ભાવનગરથી આવ્યો તેણે વધામણી સંભળાવી. " ભાવનગરમાં યુવરાજનો જન્મ થયો. " એ શુભ સમાચાર સાંભળી મહારાજના હૃદયમાં આનંદ ઉદધી ઉછળવા લાગ્યા શ્રાવણ વદી અષ્ટમીનો એ દિવસ જે દિવસે વિશ્વ વંદ્ય શ્રી કૃષ્ણ પરમાત્માનો જન્મ થયો

હતો તે દિવસે પોતાને ત્યાં પાટવી કુંવરનો જન્મ થયો. જે દિવસે તળાજાના ધર્મયુદ્ધમાં પોતાને વિજય મળ્યો તે દિવસે પોતાને ત્યાં જન્મેલા ભાગ્યશાળી યુવરાજને મહારાજાએ એજ વખતે વિજયસિંહજી નામ આપ્યું. તળાજામાં સમ્પૂર્ણ બંદોબસ્ત સ્થાપી મહારાજા ભાવનગર પધાર્યા.

× × ૪ × ×

" જોગમાયાનો તારે માથે હાથ છે. હું ખોડીયાર તારા ઉપર પ્રસન્ન થઇ છું. તું તારો ક્ષત્રિય ધર્મ બજાવવા તત્પર થા. શ્રીકૃષ્ણની નિવાસ ભૂમિ ચાંચીયાઓના ચરણ તળે ચકદાઇ રહી છે. સોરઠની પાવન ધરતી ઉપર લુંટારાઓ લુંટ ચલાવી રહ્યા છે. તેઓનો નાશ કરવા તલવાર બાંધ. જા બાપ, આજથી તને મારો સાથ છે. જ્યારે જ્યારે તું તારા શત્રુઓ સામે સમરાંગણમાં જઇશ. ત્યારે ત્યારે હું કાળી દેવ થઇને તારે ભાલે રહીશ. "

ભાવનગરના રાજભુવનમાં એક નિશાએ છત્રી પલંગમાં પોઢેલા આતાભાઈને ઉપરોક્ત સ્વપ્નનો ભાસ થયો. પોતાને શિરે ખોડીયારનો હાથ છે. એ વાતનું જ્ઞાન થતાં તેઓ અપાર પ્રસન્ન થયા. પ્રભાતે તેઓ રાજસભામાં ગયા. તે વખતે આવેલ સ્વપ્નને સત્ય ઠરાવનારો એક પ્રસંગ ઉપસ્થિત થયો.

મહારાજા રાજસભામાં પધાર્યા તે પછી થોડી વારે સરવૈયા મઘાભાઇ તથા વાળાકનાં કેટલાએક વાળા તથા વાજા ઠાકોરોએ રાજસભામાં પ્રવેશ કર્યો.

" કેમ મઘાભાઇ ! આજ તો વાળાકના સામટા મહેમાનો સાથે લઇ આવ્યા છો ? " મહારાજે પૂછ્યું.

" અન્નદાતા! અમ બધા આપને અરજ ગુજારવા આવ્યા છીએ."

" શી અરજ છે મઘાભાઈ ? "

"આપ નામદારથી ક્યાં અજાણ્યું છે ? ખસીયાઓ દિવસાનદિવસ વધારે પ્રબળ થતા જાય છે. ખરેડીઆ સિપાહીઓને હરાવી મીસરી ખસીયાએ મહુવામાં ગાદી જમાવી. તે પછી તે આસપાસના રાજપૂતોનો ગીરાસ છીનવવા માંડયો છે. તેના ભત્રીજા હમીર ખસીયાએ વાજાઓ પાસેથી ઝાંઝમેરનો કિલ્લો જીત્યો છે. તે કિલ્લામાં રહીને તે દરિઆઈ માર્ગે નિકળતાં વહેપારીઓના વહાણો લુંટી રહ્યો છે."

"હમીર એક તરફથી રાજા હોવાનો દાવો ધરાવી રહ્યો છે, અને બીજી તરફથી લુંટ ચલાવી રહ્યો છે!" આતાભાઈએ આશ્ચર્ય પામતા પૂછ્યું.

"જી. હા. નામદાર" મઘાભાઇએ જણાવ્યું.

"તો એવા લુંટારાને શિક્ષા કરવા હું તૈયાર છું હમીર દરિઆઈ માર્ગે અમે તે રાજ્યની પ્રજાના વહાણો લુંટતો હોય પરન્તુ એક રાજા તરીકે તેવા લુંટારાને શિક્ષા કરવામાં હું મારો ધર્મ સમજુ છું." મહારાજાએ જણાવ્યું.

તેજ દિવસે મહારાજા વખતસીંહ થોડું સૈન્ય લઈ હમીરને શિક્ષા કરવા ચાલ્યા. હમીર તેની સામે લડવા તતપર થયો. હતું તેટલું લશ્કર લઇ લડાઈમાં ઉતર્યો. વીર વખતસીંહજીએ તેને રમત માત્રમાં પરાજીત કર્યો. પરાજીત થયેલો હમીર નાસી છુટયો, ગોપનાથના મહંતના શરણે જઈ રહ્યો. ઝાંઝમેર જીતી વખતસીંહજી તેની પાછળ થયા. તે અત્યારે ગોપનાથમાં છે તે પ્રકાર જાણવામાં આવતાં ગોપનાથ જઈ મહંત પાસે હમીરની માંગણી કરી. મહંતે હાથ જોડી જણાવ્યું

"મહારાજઃ આપ હિન્દુ સૂર્ય છો. આપણા દેવસ્થાનને શરણે રહેલા શત્રુનો વધ કરવો તે આપની ઉજ્વલ કીર્તિને ઝાંખપ લગાડનારૂં કર્મ છે."

મહારાજાએ કહ્યું. "જો હમીર હવે પછી કદાપી લુંટ નહિ કરવાની પ્રતિજ્ઞા લે તે હું તેને અભય આપું."

મહંતે હમીર પાસે એવી પ્રતિજ્ઞા લેવરાવી એટલે મહારાજાએ તેને જીવતો છોડયો. હમીર તેની જાગીર વાઘનગરમાં જઇ રહ્યો.

× × ૫ × ×

ભાવનગર નરેશ તરફથી શિક્ષા પામી હમીર થોડો સમય શાન્ત થયો પરન્તુ તેનો કાકો જસો ખસીયો જે મીસરી ખસીયા પછી મહુવાની ગાદીએ બેઠો હતો તે બરાબર જોરમાં આવ્યો.

ખંભાતના અખાતને કિનારે મહુવા અથવા મધૂમાવતી નગરી દેવભૂમિમાંથી નંદનવાડી સૃષ્ટી ઉપર ઉતરી આવી હોય તેવી રળીયામણી છે. ફળફુલદાયક અસંખ્ય વૃક્ષોથી શોભતી તે ભૂમિકા સાગર કિનારે અનૂપમ સૌન્દર્ય પાથરી રહી છે. નજીકમાં રૂક્મક રાજાની પુરાણી રાજધાની જ્યાં શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વયંવર મંડપ વચ્ચે શિશુપાળનો વધ કર્યો હતો, જ્યાંથી યદુનંદને રૂક્ષ્મણીનું હરણ કર્યું હતું, તે નગરીના ખંડીયરો છુટા છવાયા પથરાયા છે. અત્યારે તેની ઉપર કદપુર નામે એક ગામડું છે. એક જમાનામાં વનરાજના દાદા કનકસેન ચાવડાએ આ ભૂમિ ઉપર કનકાવતી નામે નગર વસાવ્યું હતું. શ્રીકૃષ્ણે જે મંદીરમાંથી રૂક્ષ્મણીનું હરણ કર્યું હતું. તે ભવાની માતાનું મંદિર અત્યાર સુધી વિદ્યમાન છે. મહુવા નજીક બીજું પ્રાચિન ગામ છે. તેનું નામ ભાદ્રોડ. અસલ તે ભદ્રાવતી નગરી તરીકે ઓળખાતું. થોડો વખત તે વાળા રાજપૂતોની રાજધાનીનું શહેર હતું. વાળાઓને હરાવીને ખરેડીઆ જાતીના સિપાહીઓએ મહુવા રાજ્યની સ્થાપના કરી હતી. તેની પાસેથી મીસરી ખસીયાએ તે રાજ્ય જીત્યું હતું. મહુવાનો ઠાકોર જસો અભિમાની અને લુંટારો હતો. એક વખત તેણે ભાવનગર રાજ્યના ભાયાત તેજાભાઈ જે સૈન્યમાં ઉચ્ચ પદ ભોગવતા હતા. તેને લડાઇમાં ઠાર

કર્યો. અને તેના શબને એક ચારણના નેસડામાં લઈ જઈ ગામડીઆ લોકોને પોતાની બહાદુરી બતાવવા એક જાડ સાથે ખડું કર્યું પાદરમાં ઉભેલી એક વૃદ્ધ ચારણીયાણીએ તે દેખાવ જોયો તેણે જસા તરફ તિરસ્કાર દર્શાવતાં કહ્યું.

“ અરે ! અબુદ્ધ તેં આ શું કર્યું ? એક ક્ષત્રિય વીરના પવિત્ર શબને આવા અસંસ્કારે ઉભું રાખીને તેં તારૂં મોત ઉભું કર્યું છે.”

ચારણીયાણીના ઉપલા વેણુ સાંભળી જસાએ શબને પૃથ્વિમાં ઢાળી દીધું. ચારણીયાણીએ જણાવ્યું.

“ આવીજ રીતે હવે થોડા દિવસમાં તમોને ભાવેણાનો નાથ ઢાળી દેશે. ”

જસાએ રીસમાં ભરાઇ શબના મૂખ ઉપર ધૂળ ઉરાડી. જોગ-માયાએ ચીસ પાડી. “ કોળી ઠાકરડાઓ ! યાદ રાખજો ગોહિલોને હાથે તમો ધૂળ ફાકતા થશો.”

જસાએ ભાવનગર સામે આ રીતે વેર જગાડયું હતું તે ઓછું હોય તેમ તેણે ભાવનગરના એક વહેપારીનું ખજુર ભરેલું વહાણુ લુંટયું. આ બનાવ મહારાજા આતાભાઇના જાણુવામાં આવ્યો એટલે તેઓએ તેને સંદેશો કહાવ્યો.

“ જસા, રાજાને આવા કર્મ શોભે નહિં.”

જસાએ સામો જવાબ વાળ્યો. “ એ શોભા મારી તલવારની છે.” સાંભળીને મહારાજા ભાવનગરથી લશ્કર લઈ જસાને શિક્ષા કરવા ચાલ્યા મહુવા સામે તોપો ગોઠવી જસો ભય પામી ભાગી છુટયો. મહારાજાએ મહુવા જીત્યું.

ન્હાસી છુટેલો જસો તેના ભત્રીજા હમીર તથા સાદુળ ખસીયાને સાથે લઈ ભાવનગર સામે બહારવટે નિકળ્યો. ભાવનગરના ભાયાત કાંયાભાઈ જે વળાના ફટાયા હતા. તે સૈન્ય લઈ તેની પાછળ પડયા. જસાએ તેને છેતરીને કેદ કરી લીધા.

કાંયાભાઈને ખસીયાઓએ કેદ કર્યા છે તે સમાચાર એક ચારણના જાણવામાં આવ્યા. તેણે ભાવનગરની રાજસભામાં જઈ મહારાજાને નીચેનો દુહો કહી સંભળાવ્યો.

" શુરવીર ને ચતૂર નર, પણ અંતર આળસ ઓત;"
" આતા ખોયું ઉંઘમાં કાકા કાંયા સોત."

" ગઢવા ! શું કાંયાભાઈ સપડાણા ?"

" હા. તે સમાચાર સંભળાવવા જ આવ્યો છું- અત્યારે તે ખસીઆઓના કેદી થઇ પડયા છે."

એજ ઘડીએ આતાભાઇ ખસીયાઓ પાછળ ચડયા. તેઓના રહેઠાણ પર છાપો માર્યો. કાંયાજીને મૂકી જસો તેના માણુસો લઇ ન્હાસી છુટયો. મહારાજા કાંયાજીને છોડાવી ભાવનગર લઈ ગયા.

ન્હાસી છુટેલા જસાએ પાલીતાણે જઈ જાળ બિછાવી. પાલીતાણાના ઠાકોર ઉન્નડજી ગોહિલને શિહોર જીતવાનો લોભ બતાવી તેને ફોજ સાથે તૈયાર કરી, શિહોર તરફ કુચ કરાવી. આતાભાઇના જાણુવામાં એ વાત આવી. એટલે તે સામે ચાલ્યા. ભેટો થતાં ઉન્નડજી તેનું સૈન્ય લઈ પાછા ફરી ગયા. મહારાજાએ શેત્રુંજા પર્વત સુધી તેનો પીછો પકડયો. ઉન્નડજી તેના ભાયાત તેમજ મસીઆઈ ભાઇ થતા હતા. તેથી તેની ઘોડીને ઠાર કરી બોલ્યા."

" ઉન્નડજી આટલી જ વાર !" કહી તે લશ્કર લઇ પાછા ફર્યા.

× × ૬ × ×

" ઠાકોર ! અત્યારે કેફ તો નથી કર્યો ને ? તમારા પિતા આલા ખૂમ્માણ પાછળ તમો છ, છ પૂત્રો છતાં કુંડલા મને સોંપવાનું કારણ ?"

" કારણ છે. ત્યારેજ આવ્યો છું ને ?', ભોજખૂમ્માણ બોલ્યો.

" મારા પિતાના પરલોકવાસ પછી અમો છએ બન્ધૂઓ ગીરાસની વ્હેંચણી કરવા બેઠા. અમારામાં સરખા ભાગનો રિવાજ છે. એ રિવાજ

મને વ્યાજબી નહિં જણાતા મેં જેમ રાજપૂત રાજાઓમાં મોટા પુત્રનેજ પિતાની સઘળી જાગીર મળે છે. તેવો ભાગ મેળવવાની આશાએ મારા ભાઈઓને કહ્યું. મને મોટાઇનો હિસ્સો મળવો જોઇએ. તે આપવા તેઓએ ના પાડી એટલું જ નહિં, મને કુંડલામાંથી કાઢી મૂકયો. હું આલા ખૂમ્માણના પાટવી કુંવર તરીકે કુંડલાનો સ્વામી છું. મારા ભાઇઓ મને મારી જાગીર સુખે ભોગવવા દેશે નહિં એવા ભયથી હું આપને મારો અધિકાર અઘાટ લખી આપું છું.

ભોજખૂમ્માણનો લાંબો ખુલાસો સાંભળી મહારાજાએ જણાવ્યું. જો તમારી એવી જ ઇચ્છા હોય તો મારી ના નથી. હું તમોને તમારા પોષણ પુરતી જાગીર કાઢી આપીશ. પરન્તુ તમારે ભાવનગર રાજ્ય પ્રત્યે વફાદાર રહેવું પડશે. જો તમારા અન્ય બન્ધૂઓ મારી આ શરતનો સ્વીકાર કરશે તો તેઓને પણ મારા તરફથી જાગીરો મળશે."

"બસ હું એજ ઇચ્છું છું. કુંડલા અમો કદાપી સુખે ભોગવી શકવાના નથી. કુંડલાનો સ્વામી બીજો થાય અને તેના તરફથી અમોને જે થોડી થોડી જાગીરો અપાય તેજ અમો તથા અમારા વંશ વારસો સુખે ભોગવી શકીએ તેમ છીએ. કારણકે, મારા પિતા આલા ખૂમ્માણને એક ચારણે શ્રાપ આપ્યો છે કે–

"સામતના રણા નથી, ધરાપતિને જોગ;"
"થાશે તારા કુંડલા, ભૂપ વખતાને ભોગ."

"જો એવોજ વ્હેમ હોય તો મારી ના નથી." મહારાજાએ એજ ઘડીએ લેખ કોતરાવ્યો. લેખ નીચે ભોજખૂમ્માણની સહી લીધી. સહી થઈ ગયા પછી આતાભાઇએ કહ્યું.

"ભાઈ ભોજ! હું એકદમ કુંડલા ઉપર ચડાઇ કરૂં તે ઠીક નહિં. તે કરતાં તમો લશ્કર લઈ જાઓ. મારાવતી કુંડલા પર ભાવનગરનો રાજ્ય ધ્વજ ચડાવો."

" અન્નદાતા ! મારા ભાઇઓ મને કુંડલામાં નહિં પેસવા દે."

" જાઓ તો ખરા. જો તમારાથી વિજય નહિં થાય તો હું પોતેજ બીજું લશ્કર લઈ આવી પહોંચીશ."

મહારાજના આગ્રહથી ભોજ થોડું લશ્કર લઈ રવાને થયો. કુંડલા નજીક પહોંચ્યો તે પહેલાં તેના ભાઈઓને સમાચાર મળી ગયા કે, 'ભોજ ખુમ્માણે કુંડલાના ગામો ભાવનગરના ઠાકોરને લખી આપ્યા છે. અને ભોજ પોતે ભાવનગરનું લશ્કર લઇ કુંડલા જીતવા ચાલ્યો આવે છે.' એવાં સમાચાર મળતાં સાથે ભોજના નાના ભાઈઓ મુળુ, હાદો, મીઠો, લુણો, સુરો. વિગેરે કિલ્લો બંધ કરી આવતા ભોજ સામે લડવા તૈયાર થઇ ગયા.

ભોજે કિલ્લો તોડવાના પ્રયાસો કરી જોયા પરંતુ કિલ્લો તૂટ્યો નહિં એટલે, તેણે ભાવનગર સંદેશો મોકલ્યો અને તે કુંડલાથી થોડે દુર છાવણી નાંખી પડ્યો.

ભોજ ખુમ્માણનો સંદેશો મળ્યો કે તુરત આતાભાઈ લશ્કર લઇ ભાવનગરથી નિકળ્યા. કુંડલે જઇ નાવલીને કાંઠે તોપો ગોઠવાવી દીધી ને પછી કિલ્લાની અંદર જે ખુમ્માણો હતા તેઓને સંદેશો સંભળાવી દીધો કે.

" જો જાનની સલામતી ઇચ્છતા હો તો કિલ્લો સોંપી દયો. નહિંતો તોપો છોડવામાં આવશે."

ખુમ્માણો મક્કમ રહ્યા. મહારાજાએ તોપો ફોડવાનો હુકમ કર્યો. તોપો છુટી. ખુમ્માણો ગભરાઈને પાછલે દરવાજેથી ન્હાસી છુટ્યા. મહારાજાએ કુંડલાના કિલ્લા ઉપર ભાવનગરનો વિજય વાવટો ફરકાવ્યો.

× × ૭ × ×

કુંડલામાંથી ન્હાસી છુટેલા ખુમ્માણોમાં હાદો ખુમ્માણ ભારે ખટપટીઓ હતો તે તેના ભાઇઓને કહેવા લાગ્યો.

"ભાઇઓ! આપણો સગો ભાઇ ખૂટયો તેણે આપણા બાપ-દાદાનો ગીરાસ પારકા હાથમાં સોંપી દીધો. હવે આપણે માટે માત્ર એકજ માર્ગ બાકી રહ્યો છે. જો તમારામાં ક્ષત્રિય વટ હોય તો, સાચા સુભટને શોભતી રીતે ભાવનગર સામે બહારવટું આદરો."

હાદા ખુમ્માણની ઉશ્કેરણીથી સઘળા ખુમ્માણોએ મુળુ ખુમ્માણને સરદાર નીમ્યો તેની સરદારી નીચે રહી કાઠીઓ ભાવનગરના ગામો ભાંગવા લાગ્યા. અલ્પ સમયમાં તેઓએ ભારે ત્રાસ ફેલાવી દીધો. ભાવનગરની ફોજ તેઓની પાછળ ફરવા લાગી. તે ફોજે અત્યંત પરિશ્રમ પછી તેઓને પકડી પાડી દારૂણ સંગ્રામ મચાવ્યો. તે સંગ્રામમાં મુળુ ખુમ્માણ મરાયો. પણ બાકીના ખુમ્માણો જીવતા છટકી ગયા.

છટકેલા ખુમ્માણોની સરદારી ધારણ કરીને હાદા ખુમ્માણે ભારે બહારવટું કરવા માંડયું. ચારણ કવિઓ તેના બહારવટાને વખાણવા લાગ્યા.

"ગામે ગામ નગારા ધ્રૂસવે, હાણુ ઉપર કરે હાણ;"
"ગઢ ગોધા લગ ઘૂમતું, હાલદનું હમસાણ."

બચ્ચા નામનો એક સંધી જમાદાર ચારણોના એક નેસડાને બહુ જ સંતાપતો હતો. તેથી એક વખત હાદો તે નેસડામાં ગયો. તેને જોતાં સાથે જ જમાદાર ભય પામી ગયો.

"બચ્ચો ભાગ્યો બાંગ દઈ, સુણી હાદલનો હુંકાર;"
"એને તું વાળી તલવાર, દે દેખાડી હાદીયા."
"છોરૂડા ચારણ તણાં, ઉફડકી ઉભા થાય;"
"ઈ ખુમ્માણ કેમ ખમાય, હાથી જેવા હાદીયા."

એ બચ્ચા જમાદારને ઠાર કરી હાદો જ્યારે તેના રહેઠાણ તરફ ચાલ્યો ત્યારે, ચારણોએ તેને આશીર્વાદ આપ્યો કે—

" છોરૂડા ચારણ તણાં, હવે પાડશે નહિં પોકાર;"
" ખૂમ્માણ તને ખમકાર, હોજો જા જા હાદીયા."

હાદો ખૂમ્માણ ભાવનગરના ગામડાઓ ભાંગતો, અને જ્યારે આતાભાઇ પાછળ પડે ત્યારે કાઠીઓના કિલ્લાઓમાં છુપાતો. તે રીતે પ્રથમ રાજુલાના ભોળા ધાંખડાના શરણે ગયો. મહારાજાએ પાછળ જઇ તે કિલ્લો જીત્યો એટલે બોટાદમાં જઈ ભરાયો. આતાભાઇએ બોટાદ જીત્યું. એટલે ગયો ગઢડે. તે કિલ્લો પણ આતાભાઈ એ જીતી લીધો, એટલે જસદણમાં જઈ ભરાયો. આતાભાઇએ પાછળ જઈ જસદણનો કિલ્લો તોડી પાડયો એટલે હાદો ખારા પાટમાં ન્હાસી લોલીયાના કિલ્લામાં છુપાયો. આતાભાઈ એ તે કિલ્લો જીતી લીધો. એટલે ડેડાણના દંતા કોટીલાને શરણે ગયો. ભાવનગરના લશ્કરને ડેડાણ જીત્યું. એટલે હાદો ગિરમાં ઉતરી ગયો દંતા કોટીલાએ મહારાજાની ક્ષમા માંગી એટલે મહારાજાએ તેને ડેડાણ પાછું સોંપી ભાવનગર પધાર્યા.

+ × ૮ × ×

હાદો ખૂમ્માણ બહારવટામાં ફાવ્યો નહિ એટલે તેણે ચિત્તળ જઈ પાસા ફેંકયા. ચિત્તળના કુંપાવાળાને કહ્યું. " જો તમો કાઠીઓની સરદારી ધારણ કરો તો આપણે આત્તાભાઇનો પરાજય કરી આપણા કાઠીઓની જાગીર પાછી મેળવી શકીએ તેમ છીએ. "કુંપોવાળો તેમ કરવા તૈયાર થયો. એટલે હાદાએ ખાચર, ખૂમ્માણ, અને વાળા ત્રણે પરજના કાઠીઓને ચિત્તળમાં બોલાવ્યા. તેઓ આવ્યા એટલે તેણે જણાવ્યું.

"ભાઇઓ! ભાવનગરના મહારાજા આતાભાઇએ આપણો સર્વ નાશ કરવા માંડ્યો છે. જો તમારે તમારા ગીરાસની રક્ષા કરવી હોય તો, તેની સામે ખૂનખાર લડાઈ લડી લેવા એક સંપે તૈયાર થઇ જાઓ."

કાઠીઓ તૈયાર થયા. પરન્તુ ચિત્તળના કિલ્લામાં રહી લડવાનો નિરધાર કર્યો. આતાભાઈને યુદ્ધનું કહેણ મોકલ્યું. તે યુદ્ધ પ્રિય રાજવી યુદ્ધની રાહજ જોઇ રહ્યા હતા. આમંત્રણ આવતા સાથે જ ચિત્તળ પર ચડાઇ લઇ જવા તૈયાર થયા, દેવાણી, વાછાણી. તથા બીજા ગોહિલ ભાયાતો, રૂપજી દેસાઇ, ડોસલો દવે હરખજી મહેતા અન્ય રાજપૂતો, અહિરો, તથા આરબોની મોટી ફોજ લઇ ચિત્તળ તરફ ચાલ્યા. કાઠીઓએ ચિત્તળનો કિલ્લો બંધ કરી દીધો હતો, તેથી મહારાજાએ ચારે તરફથી કિલ્લો ઘેરી છાવણી નાંખી.

કિલ્લામાં કાઠીઓ શારિરીક શક્તિ વધારવા માલ મસાલા ઉડાવતા પડ્યા હતા. બહાર છાવણીમાં મહારાજાની રાવટીમાં જ એક ચકલીએ માળો નાંખ્યો. મહારાજાએ એવો નિરધાર કર્યો કે, ' આ માળામાંથી ચકલીનાં બચ્ચાં ઉડી જાય ત્યાર બાદ અહિંથી છાવણી ઉપાડવી." મહારાજાની એવી રમતથી ફોજના માણસો અકળાઇ ગયા. લડાઈની આતુરતાથી રાહ જોવા લાગ્યો. અંતે ચકલીના બચ્ચા ઉડી ગયા ત્યારેજ મહારાજા તૈયાર થયા. હાથમાં ભાલો પકડી બોલ્યા.

" આપણે છ મહિનાથી ચિત્તળ ઘેરી પડ્યા છીએ પણ હવે જાણી લેજો આજથી ત્રીજે દિવસે ચિત્તળ ઉપર ભાવનગરનો વિજય ધ્વજ ફરકતો હશે." એટલા શબ્દો ઉચ્ચારી છાવણી બહાર નિકળ્યા. કિલ્લા સામે તોપો ગોઠવાવી. ગોલંદાજને આજ્ઞા કરી " તોપો છોડો " ઘોર ગર્જનાઓ કરતી તોપો છુટવા મંડી. કિલ્લાનો એક ભાગ ઉડાડી મૂક્યો. કિલ્લો તૂટ્યો. તે સાથે કાઠીઓમાંથી ઘણા ન્હાસી છુટ્યા. જે મરણીઆ હતા તે સામે થયા. તેઓએ પણ સામી તોપો ગોઠવી.

તોપોમાંથી નિકળતી અગ્નિ શિખાઓ શુરવીરોની હિમ્મત પ્રજાળવા લાગી. તેના ઘોર નાદો વડે ધરણી ધ્રુજી ઉઠી. ભાવનગરના સૈન્યમાંથી અનેક શુરવીરો મૃત્યુનો ભય મૂકી સમરાંગણમાં ઝુકી પડયા તેઓએ શત્રુઓની તોપોને ફેરવી નાંખી. દારૂ ગોળામાં આગ લાગાડી દીધી. તોપોમાં ખીલા ધરબીને ખોટી પાડી દીધી.

એ યુદ્ધમાં આતાભાઇએ અપ્રતિમ શૌર્ય દાખવ્યું. તેના ભાલાપર એ વખતે ખરેખર કાળી ચકલી ઉડતી હતી. "ખોડીયાર માતાનો જય આતાભાઇનો જય!" એવી ગર્જનાઓ કરતાં ભાવનગરીઓ અરીઓ પર તૂટયા. આતાભાઇએ અશ્વ ઠેકાવી કુંપાવાળા પર ભાલાનો પ્રહાર કર્યો. એકજ પ્રહારે તે પહાડ જેવો યોદ્ધો વિંધાઇ ગયો. કાઠી સૈન્યમાં ભંગાણ પડયું. હાદોખૂમ્માણ તેના કુટુમ્બીઓને લઇ ન્હાસી છુટયો.

ઘાયલ થએલો કુંપાવાળો પકડાયો તેના ઘણા કાઠીઓ મરાયા. ચિત્તળના કિલ્લા ઉપર ભાવનગરનો વાવટો ફરકી ઉઠયો. એ રીતે વખતસિંહજીએ વિજય મેળવ્યો. સાથો સાથ સાચા વિજેતાને શોભે તેવી ઉદારતા બતાવી. તેણે જીતેલું રાજ્ય કુંપાવાળાને પાછું સોંપી દીધું. અને જીતના વાજા વગડાવતાં પાટનગર તરફ પધાર્યા.

× × ૯ × ×

"અન્નદાતા! જુનાગઢના નવાબ આપણા રાજ્ય ઉપર ચડી આવે છે." ભાવનગરના દરબાર ગઢમાં વ્હેલી પ્રભાતે એક યુવાન પૂરૂષે આવી મહારાજાને સમાચાર આપ્યા.

જુનાગઢના નવાબ વીના કારણ ચડી આવતા હોય તે વાત સાચી માનવા મહારાજ તૈયાર ન્હોતો. તેણે સમાચાર આપવા આવનારને પૂછયું.

"આ વાત તમે કયે આધારે કહો છો?"

"હું આધાર બાધારમાં સમજતો નથી. માત્ર એટલું જ સમજું છું કે. સોરઠ સરકાર જબરી ફોજ સાથે ભાવનગર તરફ ચાલ્યા આવે છે."

"શું નવાબ જુનાગઢથી નીકળી ચૂકયા છે?"

"નિકળી ચૂકવાનું પૂછો છો? અત્યારે આપણાં વરલ ગામે પડાવ નાંખી પડયા છે."

"શું વરલ સુધી નવાબની ફોજ આવી પહોંચી? આતાભાઈ ચમકયા. તેને આવનારની વાત સત્ય સમજાઈ

"તમે કોણ?" તેણે આંગતુકને પૂછયું.

"હું આપ નામદારનો ગુન્હેગાર છું"

"એટલે?"

"હું ભાવનગર સામે બહારવટે છું ગઇકાલે સાણામાં રહેતાં સૈનિકોને હાથે કેદ પકડાયો. તેઓએ મને વરલ લઈ જઈ કેદી તરીકે રાખ્યો હતો. નિશાકાળે ઉતારામાં કેટલાએક માણસોને નવાબે વરલના પાદરમાં આવી છાવણી જમાવી છે. તેવી વાતો કરતાં સાંભળ્યા. તેઓમાંથી એકે કહ્યું;"

'આપણે એક ઘોડેસ્વાર અથવા સાંઢણીવાળાને દોડાવીએ. આ સમાચાર મહારાજાને પહોંચાડીએ' થોડી વારમાં તેઓએ એક સાંઢણી સ્વારને તૈયાર કર્યો. તે પાદરમાંથીજ પાછો આવી બોલ્યો.' ગામ ફરતો નવાબના માણસો પહેરો ભરે છે. તે કોઇને ગામ બહાર નિકળવા દે તેમ નથી. 'એ વાત સાંભળી બધા ગભરાઈ ગયા. મેં એક પૂરૂષને મારી પાસે બોલાવી કહ્યું. જો મારામાં વિશ્વાસ મૂકતા હો તો, હું ગમે તેમ કરીને પ્રભાત પહેલાં આ વાત ભાવનગર પહોંચાડી દઉં. ઘણી રકઝક પછી તેઓ તરફથી મને છુટકારો મળ્યો હું પહેરગીરોની નજર ચૂકાવી ગામ બહાર નિકળી ગયો. આખી રાત પંથ કાપતો અહિં આવી પહોંચ્યો.

એક બહારવટીઓ આવી રીતે દુશ્મનોથી ચેતાવવા આવે, એક બંડખોર પૂરૂષ પણ કટોકટીને પ્રસંગે રાજ્યની સેવા કરવા તૈયાર થઇ જાય છે. તે પ્રકાર મહારાજના જાણુવામાં આજ પહેલીજ વાર આવ્યો. હવે તેઓને કશ્યો સંદેહ ન્હોતો. તેઓ સૈન્ય સજ્જ કરી વરલની વાટે ઉપડયા. શિહોરથી થોડે દુર જતાં નવાબની ફોજ શિહોર તરફ આવતી દેખાઈ. ભાવનગરની ફોજને નિહાતાં નવાબની ફોજમાં ચારકો થયો. "આતાભાઇ ?"

હોદો ખૂમ્માણુ તથા કેટલાએક વાળા કાઠીઓ નવાબને ઉશ્કેરી અહિં સુધી લઇ આવ્યા હતા. નવાબી સૈન્યમાં ભય ફેલાતાં તેઓ ભાગી છુટયા. નવાબની ફોજ કાઠીઓથી છુટી પડી ઉપડી. ઢસા નજીક જઈ છાવણી નાંખી. આતાભાઇએ પાછા આવી સામે પડાવ નાંખ્યો.

ભવ્ય તંબુમાં હાથમાં કાવાની પ્યાલી ઝાલીને એક સેવક ઉભો છે, નવાબ બેઠા છે. આતાભાઇએ એક બન્દુકદારને આજ્ઞા આપી.

"સોરઠ સરકારને ઇજા ન થાય એ રીતે પ્યાલી ઉડાડી દે."

બાણુાવળી જેમ નિશાન તાકી બન્દુકદારે ગોળી છોડી. નોકરના હાથમાંથી પ્યાલી ઉડાડી મૂકી. ચમકીને નવાબે નજર કરી. તે વખતે આતાભાઇએ મૂછ મરકાવી નવાબને સલામ ભરી. નવાબ ખડખડ હસી પડયા. "વાહ આતાભાઈ! શાહબાશ. રાજા! કાઠીયાવાડના સઘળા રાજાઓમાં તમે ફોજને કેળવી જાણી."

નવાબ તથા આતાભાઈ વચ્ચે યુદ્ધ મચે તે પહેલાં પોરબંદરના રાણા જીયાજી જેઠવાએ સુલેહ કરાવી.

× + ૧૦ + ×

"આતાભાઈ! મેં સાંભળ્યું છે તમે નાના મોટા અનેક જાગીરદારોની જાગીરો ખુંચવી લીધી છે." ગાયકવાડ વતી ખંડણી ઉઘ-

રાવવા નિકળેલ બાબાજીએ શિહોર નજીક નાંખેલા પડાવમાં આતાભાઇને બોલાવી પૂછ્યું.

"બાબાજી ! મેં જે મુલક મેળવ્યો છે તે, આ તલવારની ધારે મેળવ્યો છે. જેના હાથમાં તલવાર ઘૂમાવવાની તાકાત હોય તે કીર્તિ, સત્તા મહત્તા, અને રાજ્ય મેળવી જાણે."

"બિલકુલ નહિં. તમારે અત્યારે ને અત્યારે હું કહું તે રીતે ખંડણી ચૂકાવવી પડશે."

"જો વ્યાજબી હશે તો. નહિં તો એક કોડી પણ મળશે નહિં. તમોએ કાઠીયાવાડના ઘણાં રાજાઓને ડરાવી મનમાની ખંડણી પડાવી છે. પણ આ આતાભાઈ તમારાથી લેશપણ ડરનાર નથી."

"શાહબાશ આતાભાઇ ! તમારા વીર વાકયો સાંભળી હું ઘણો જ ખૂશ થયો છું. તમારી જેવા વીર સાથે મૈત્રી સ્થાપવા હું ખંડણી લીધા સિવાય મારી છાવણી ઉઠાવી ચાલ્યો જાઉં છું."

બાબાજીના આવા વાકયો સાંભળી મહારાજા પ્રસન્ન થયા. તે મિત્રભાવે બાબાજી સાથે હાથ મિલાવી શિહોર ગયા.

તે દિવસે જ મહારાજાને સમાચાર મળ્યા. "બાબાજી છાવણી ઉઠાવી ચાલ્યો ગયો છે એટલે તેઓ ભાવનગર પધાર્યા.

× × ૧૧ × ×

સોનગઢને ચોરે વાતો ચાલી રહી છે." બાબો શિહોર ઉપર લશ્કર લઈ જાય છે. મહારાજા ભાવનગર છે. હવે શિહોરની રક્ષા કોણ કરશે ?"

"હું." કહેતો એકજુવાન ચોરા ઉપરથી કુદયો. હાથમાં તલવાર પકડી પડકારો કર્યો. "ભાઇઓ ! બાબો શિહોર ઉપર લશ્કર લઇ જાય છે. શિહોરનો રક્ષણહાર ભાવનગર છે એ સમાચાર જાણ્યા છતાં શાન્ત બેસી રહ્યા છો ? શિહોર આપણું ઘર ગણાય. એક

મરેઠાનો હાથ આપણાં ઘર ઉપર પડે એ પહેલાં આપણાં માથા પડવા જોઈએ. ”

“ ખરી વાત, ચાલો. મહારાજા પધારે ત્યાં સુધી શિહોરની રક્ષા આપણે કરશું. ” એમ બોલતા ઘણાં વાછાણી યુવાનો પેલા યુવાન જેનું નામ જીવણજી હતું તેની પાછળ ચાલી નિકળ્યા.

શિહોર પહોંચી એક કોઠા ઉપર અરિના આગમનની વાટ જોતા ઉભા. બાબાએ ભાવનગરના મહારાજાને છેતરી તેઓને વિદાય કરી, પાછળથી શિહોર જીતવાની બુરી નેમ રાખી હતી. તે નેમથી બીજી પ્રભાતે શિહોર પર આવ્યો. એણે જાણ્યું હતું કે, “ કિલ્લામાં સરલતા પૂર્વક પ્રવેશ કરી શકાશે. પરન્તુ નિકટ આવતાં તે તેની ધારણામાં ઠગાયો. કિલ્લાના બારણા બંધ હતા. અને એક કોઠામાંથી તેના સૈન્ય ઉપર શસ્ત્ર પ્રહારો થવા લાગ્યા.

ચારણ કવિઓએ તે વખતે મરેઠાઓ સામે ઝુઝનાર જીવણજીને કેવો વખાણ્યો છે ?

“ શહેર શિહોરા ઉપરે, ડંકો બાબા જોય; ”
“ દખણી ડગમગ હોય, કહણ જીતવો જીવણો.”

( મહારાજા વખતસિંહજીને છળથી ભાવનગરની વિદાય લેવરાવી બાબાએ શિહોરપર ચડાઇ કરી પણ જ્યારે તેણે શિહોરનું રક્ષણ કરનાર જીવણજીને જોયો ત્યારે તે દક્ષિણી યોદ્ધો હિમ્મત હારી ગયો.)

“ કોણ જીતે જીવણો ? વાછાણી વખજાળ; ”
“ જેની ફુંકે દવ બળે, કોદીઆ સરખો કાળ. ”

( ફુંક માત્રથી અરિદળને સળગાવી મૂકનાર એ શૌર્યશાળી વાછાણી જીવણજીને જીતવા કોણ શક્તિવાન છે ? )

“ મરદ હાથ મૂછે ફરે, તાતી તેગ પરે; ”

"નયને અગન ઝરે, ઝુઝણુ હારો જીવણો."

( મરદ જીવણજીનો એક હાથ મૂછ ઉપર હતો, અને બીજો તલવારની મૂઠ ઉપર હતો. એવા લડવૈયા જીવણજીને જોઇ, બહાદુર બાબો હિમ્મત હારી ગયો. )

"જો જીવણજી જાય, શિહોરગઢ છોડી કરી;"
"તો છત્રપત ચેરો થાય, દિલ્હી લગે દેહળાઉત."

( જીવણજી ગોહિલ, જો અવસર પર તેં શિહોરની બ્હારનો નોકરી હોત તો, દિલ્હીના દરબારમા ભાવનગરના ગોહિલોની અપકીર્તિ થાત તેં તે અપકીર્તિ થતી બચાવી. )

બાબાએ શિહોરનો કિલ્લો તોડી પાડવા અનેક પ્રયાસો કર્યાં પણ જીવણજીએ એકેય સફળ થવા દીધો નહિં. તે શૌર્ય પૂર્વક મરેઠાઓ સામે ઝુઝતો રહ્યો.

"વાછાણી વિકરાળ, ક્રોધે ભરાણો કેસરી;"
"ડણકી દેતો ડાણ, જંગે ઝુંઝે જીવણો."

( સોરઠી વીરમાંથી કોઇ ક્રોધાતૂર કેસરી વછુટયો હોય એમ, કારમી રણગર્જના કરતો જીવણજી બાબા પર તૂટી પડયો. )

"બાબા સો બળવાન, ચડયો શિહોરા ઉપરે;"
"બન્દુક, ભાલા, બાણ, ઝીક જીલી તેં જીવણા."

( બાબા જેવો બળવાન શત્રુ અત્યારે શિહોરનો કિલ્લો હાથ કરવા મથતો હતો. મરેઠા સૈનિકો તરફથી તિર, બન્દુક, અને તોપોનો વરસાદ વરસતો હતો. તે જીલતો જીવણજી અણહટ પણે લડતો હતો. )

"શિહોરા શિહોરાજ કે, તું લાવ્યો હેડે;"
"બીજા ડુંગરડે, જાુંડે વળીયા જીવણા."

( શિહોર મારૂં છે. અને હું શિહોરનો છું. એવું અભિમાન એક

તારા જ હૈયામાં જાગ્યું. બીજા ભાયાતો ટોળે વળી વિચાર કરતા રહ્યા. ને તું શિહોરની કુમકે પહોંચી ગયો. )

"સોનપરીએ સોનું, જો રસોડે રંધાત;"

"( તો ) પહેલું તને પિરસાત જુગતે કરીને જીવણા."

( હે જીવણજી ! સોનગઢની સુવર્ણ કીર્તિ કોઇને પિરસવી હોય તો, પ્રથમ તારી જ થાળીમાં પિરસાય. કવિઓએ શિહોરનો વિજય કીર્તિ કળશ તારે શિરે ઢોળ્યો છે. )

એક તરફથી જીવણજી કોઠામાં રહી બાબા સ્હામે લડતા રહ્યા અને બીજી તરફથી તેણે બાબાએ શિહોર પર આક્રમણ કર્યાના સમાચાર ભાવનગર પહોંચાડયા. મહારાજા સૈન્ય લઇ આવી પહોંચ્યા. ત્યાંસુધી તે શુરવીરે કિલ્લો સાંચવી રાખ્યો. તેની તે બહાદુરી કાયમ સ્મરણમાં રાખવા જે કોઠામાં રહી તેણે જંગ ખેલ્યો હતો. તે કોઠાને શિહોરના નાગરિકોએ 'જીવણજીનો કોઠો' એવું નામ આપેલ છે.

આતાભાઇને ફોજ સાથે આવેલા અવલોકી બાબો ગભરાયો. તેણે સુલેહ કરવાની ઇચ્છા દર્શાવી. તેના કહેણને માન આપી મહારાજાએ લડાઇ બંધ કરાવી. અને બાબાજી પાસે ખંડણી આપ્યા સિવાય ખંડણીની પહોંચ લખાવી લીધી. ત્યારબાદ તેને જવા દીધો,

આ પ્રસંગ બન્યા પછી અલ્પ કાળમાં દેશમાં અંગ્રેજ સરકારની સત્તા સર્વોપરી થઇ. બ્રીટિશ અમલદારોએ વીરવર આતાભાઇની વીરતા વખાણી.

બ્રીટિશ અમલ સ્થાપીત થયા પછી સૌરાષ્ટ્રમાં શાન્તીનો યુગ ચાલુ થયો. મહારાજાએ શસ્ત્રો મૂકી અનેક તિર્થો કર્યાં. દાન પાછળ પુષ્કળ દામો ઉડાવ્યા. અને પાછળની જીન્દગી સુખ શાંન્તિમાં ગુજારવા લાગ્યા.

ભાવનગર રાજ્યને ઉન્નતિ અને સર્વોપરીના શિખરે લાવનાર

આ બહાદુર મહારાજાએ ઇ. સ. ૧૮૧૬માં ઇહલોકનો ત્યાગ કર્યો. તેને બે પૂત્રો હતા. વિજયસિંહજી, અને બાપજીરાજ. વિજયસિંહજી પિતાએ સમૃદ્ધ બનાવેલ રાજ્યના સ્વામી થયા.

વિજયસિંહજી આતાભાઇ જેવાજ શુરવીર હતા. આતાભાઇએ એટલા બધા શત્રુઓ મુકયા હતા કે. જો વિજયસિંહજીમાં શૌર્ય,સાહસ, ઉદારતા, અને ધૈર્ય ઇત્યાદિ વિરોચિત ગુણો ન હોત તો, શત્રુઓ ભાવનગર રાજ્યને કઇ કક્ષાએ પહોંચાડત? તે ઇતિહાસ અભ્યાસીઓ સ્પૃષ્ટ સમજી શકે તેમ છે,



## ૧૪

# "વિજયસિંહજી"

"બહુ બુરો કામો કર્યો, હાદાખુમ્માણને મારવો નહોતો. જીવતો ઝાલીને ભાવનગર લાવવોતો, મારો ઇરાદો એને મનાવી લેવાનો હતો, ઠાર કરાવી નાખવાનો નહિ."

ભાવનગરની રાજસભા વચ્ચે મહારાજા વિજયસિંહજીના મુખ-માંથી ઉપરોક્ત ઉદ્દગારો સરી પડ્યા.

બહારવટીયા હાદાખુમ્માણને પકડવા માટે મહારાજાએ થોડા વખત પહેલાં દોઢસો માણસોની ફોજ મોકલી હતી તે ફોજનો જમાદાર અત્યારે હાદાખુમ્માણનું માથું લઈ રાજસભામાં આવ્યો હતો, તેને સાહબાશીને બદલે મહારાજાએ ઠપકાના બોલ સંભળાવ્યા.

"અન્નદાતા ? એમાં આપણી સીબંધીનો વાંક નથી. જો તેઓએ હાદાખુમ્માણ સામે હથિયાર ન, ચલાવ્યા હોત તો તે એકલો આપણા સર્વ માણસોને ઠાર કરત."

કચેરીમાં બેઠેલા એક :નાગર અધિકારીએ હાદાને હણવાનું કારણ જણાવ્યું.

કારણ જાણી મહારાજાએ શાન્ત પડી, જમાદારને પૂછ્યું. "હાદાખુમ્માણ સાથે ક્યાં ધીંગાણું થયું હતું ?"

"ધુધરાળે, આપની આજ્ઞાથી અમો એની પાછળ પડ્યા વાળાકમાં તેનો પતો મળ્યો, અમે એને પકડી લેવાની અણી ઉપર હતા, એવામાં ખુમ્માણો ભાગી છુટ્યા અમો પાછળ થયા તેઓ ધુધરાળા ગામમાં પેસી ગયા અમે પાછળ જઈ ગામ ઘેરી લીધું, હાદાના માણુસો પલાયન કરી ગયા પણ રંગ છે હાદાને? એણે ભાગીને ભોંઠામણ વહોરવા કરતા સામી છાતીએ લડી મરવામાં પોતાની મહતા માની.

"હાદો એકલો જ તમારી સામે લડાઈમાં ઉતર્યો હતો ?"

"અન્નદાતા! જ્યારે બીજા ખુમ્માણો પલાયન કરી ગયા ત્યારે હાદોખુમ્માણ એક વાડીમાં હેતૂમિત્રનો દાયરો જમાવી કસુંબા પીવરાવી રહ્યો હતો તેના સાથીદારોમાંથી માત્ર એક ચારણ જ રહ્યો હતો, જ્યારે અમે વાડીને ઘેરો ઘાલ્યો ત્યારે તે ચારણપીઠો હાદાને બીરદાવતો હતો.

"આપા હાદા? તેં ભાવનગર સ્હામે ભારે બહારવટું ખેડ્યું, ભારે કીર્તિ મેળવી હવે ખુમ્માણોની કીર્તિ ઉજળી રહે એ રીતે મરી મટ્ય બાપ! હું તારી પડખે ઉભો છું."

અમે વાડીની વાડ્ય આગળથી ચારકો કર્યો. "આપાહાદા! તેં બહુ દીવસ ભાવનગરના ગામડા ભાંગ્યા, પારેવા જેવા ગરીબ ખેડુતોના ગળા વાઢ્યા; આજ તારો વારો છે.

પીઠા ચારણે વાડીમાંથી પડકારો કર્યો—" અથરાથાવમાં હાદો હાથ દેખાડવા આવે છે."

પીઠાના એ વેણ પુરા થયા ન થયા એટલામાં હાદો વાડ્ય ઠેકીને બહાર નિકળ્યો હાથમાં ઉઘાડી તલવાર હતી, મંડ્યો ઉછળી ઉછળીને આપણા સવારો ઉપર ઘા, કરવા એના ઘા, એ આપણા માણુસો કપાવા લાગ્યા.

હાદો લડતો હતો, પીઠો દુર ઉભો ઉભો પડકારતો હતો.

"રંગ હાદા સાહબાશ સુરજ પોતરા. રંગ છે. સાવઝ!
"સો વખત શિયોરાતણી, લોમે લીધેલ લાજ,"
"કીં પગ પાછો દે, આજ? હાથી જેવા હાદીયા."

"બાપ! તારા પૂર્વજ લોમાખુમ્માણે ગોહિલોના પાટનગર શિહોર ઉપર સેંકડો હલ્લા કર્યા હતા, આજ તેનો પોત્રતું પાછી પાની કરીશ નહિ.

ચારણને વેણે વેણે હાદાને શુરાતન ચડયું હતું, પણ પીઠાના વેણ આપણા માણસોને શુળી જેવા લાગતા હતા, એક જુવાને હડી કાઢીને એની ગર્દન ઉપર તલવાર ઝીકી એનાં ધડશિર જુદા થઇ પડયા.

પીઠા ચારણને મરાયેલો જોઇ એકસોને બાર વરસનો એ ખખડધજ કાઠી કેસરી પેડે કુદ્યો, આપણા માણસોની કાપણી કરવા લાગ્યો, અંતે તેનું માથું પડયું પરન્તુ અતી ગૌરવ સહીત.

વિજયસિંહજીની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યા, "મારા માણસોને હાથે ચારણ હત્યા?"

"અન્નદાતા?" દેસાઈએ કહ્યું. "હવે આપ નકામો શોક પર હરો જો હાદાખુમ્માણ પ્રત્યે સહાનુભૂતી દર્શાવવી હોય તો તેના પુત્રોનું હીત થાય તેમ કરો."

"દેશાઈ! મારે આજને આજ કુંડલા જવું છે." મહારાજાએ જણાવ્યું.

કુંડલા શા માટે?

હાદાખુમ્માણનું કારજ કરાવવા.

આખી કચેરી મહારાજાનો મનસૂબો જાણી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ, બધા મનોગત બોલી ઉઠ્યા. વિશ્વમાં વિજયક્ષમા કરતા કોઈ ક્ષમા વધે તેમ નથી."

× × ૨ × ×

મહારાજા વિજયસિંહજીએ કાઠીયાવાડના તમામ કાઠીઓને કુંડલે બોલાવ્યા છે. નાવલીમાં નાના મોટા તંબૂઓ ઉભા કરાવ્યા છે એમાં બહારથી આવેલા મહેમાનોના ઉતારા છે.

કારજને દી, તમામ કાઠીઓને ભલી રીતે જમાડયા. કારજના ભારે વખાણ થવા લાગ્યા, મહારાજા કાઠીઓના દાયરા વચ્ચે હાદા ખૂમ્માણના વખાણ કરતા બેઠા છે, એ જોઈ હાદાના મોટા દીકરા જોગીદાસ ખૂમ્માણે ન્હાનેરા ભાઇ ભાણને કહ્યું.

"ભાણ! જો આ આપણા બાપુને મરાવનાર, એને, જોઈ તારી આંખોમાં વેર ઝેર વર્શાવીશ મા, કારણ કે, વજો મહારાજ શ્રી કૃષ્ણનો બીજો અવતાર મનાય છે. આજ મને એ વાત સાચી લાગે છે."

હાદાના જયેષ્ટ પૂત્ર જોગીદાસે પિતાના મૃત્યુ સમાચાર સાંભળતા સાથેજ ભાવનગર સામે બહારવટે નિકળવા તલવાર ઉઠાવી હતી. પરન્તુ રાજ્ય તરફથી પોતાના પિતાનું કારજ થનાર છે એ સમાચાર જાણ્યા પછી કારજની સમાપ્તી થઈ ગયા પછી બહારવટે નિકળવાનો નિરધાર કરી તેણે તલવાર અટકાવી હતી. તેણે અત્યારે નાવલી સરીતામાં કાઠી દાયરા વચ્ચે ક્ષમાની સાક્ષાત મૂર્તિ સમા વિજયસિંહજીના દર્શન કર્યાં કોઇ દેવતાના દર્શને મનના મેલ ધોવાઈ જાય તેમ, ઘડીભર તેનું મન પાવનતા ધારણ કરી રહ્યું. તે ભાણને સાથે લઇ જે તંબૂમાં મહારાજા વિરાજમાન હતા તે તંબૂમાં ગયો મહારાજાને મસ્તક ઝુકાવી પૃથ્વી પર બેઠો. ને એક ચિત્તે ચાલતી વાતો સાંભળવા લાગ્યો.

હાદાખૂમ્માણના કારજમાં એકઠા મળેલા કાઠીઓ વિજયસિંહજીની

ઉદારતાથી આશ્ચર્ય પામી ગયા હતા. જોગીદાસ સાંભળે તેમ એક વૃદ્ધ કાઠીએ મહારાજાના વખાણ કર્યાં.

"રંગ છે ભાવેણાના નાથ! શ્રી કૃષ્ણના પવિત્ર જન્મ દિવસે તમારો જન્મ થયો. એને બરાબર શોભાવી જાણ્યો છે. આપની સામે આખી જીન્દગી બહારવટું કરનાર આપના ભયંકર ગુન્હેગાર પાછળ આપે જે કારજ કર્યું છે. તે આપને માનવી નહિં પણ દેવ મનાવવા પુરતું છે. હાદા ખૂમ્માણ જેવું કારજ અત્યાર લગીમાં કોઈ કાઠી દરબારનું થયું નથી."

વિજયસિંહજીએ જણાવ્યું "એ બધો જસ એના દિકરા જોગીદાસ અને ભાણ ખૂમ્માણને છે. પૂત્રો લાયક હોય તોજ પિતાનું કારજ સુધરે."

જોગીદાસે પાસે બેઠેલા ભાણાના કાનમાં ધીમેથી કહ્યું. "ભાઇ! સાંભળ, જેને આપણે બાપનો દુશ્મન ગણીએ છીએ તે, કેવા મીઠા વેણ બોલે છે."

કાઠીઓ જોગીદાસને સમજાવવા લાગ્યા. "આપા જોગાખૂમ્માણ આવા દેવ જેવા રાજા સામે દુશ્મની કરશો નહિ. જો માણસાઈ હોય તો, એને ખોળે માથુ મૂકીને સમાધાની કરી લ્યો."

"મારૂં માથું ભાવેણા પતિને ખોળે જ છે. હું એને દુશ્મન ગણાતો નથી. એ મારા રાજા છે હું એનો ચાકર છું પણ જ્યાંસુધી મને કુંડલા પાછું નહિ મળે ત્યાંસુધી, હું મારા બાપની પેઠે બહારવટું કરતો રહીશ."

"ભાઇ, જોગીદાસ; કુંડલા સિવાય જે ગામો જોઈએ તે માંગી લ્યો." મહારાજાએ સમય જોઈ સમાધાની કરવાની ઇચ્છાએ જણાવ્યું.

"નહિં. મારે તો પહેલું કુંડલાજ જોઇએ." કહીને જોગી-

દાસ ઉઠયો ભાણુને લઈ તંબુ બહાર નિકળી ગયો એય ભાઈ ઉતારે જઈ ઘોડેસ્વાર થયા. કુંડલાની બજાર વચ્ચે નિકળ્યા ભાણે એક બે પ્રજાજનો ઉપર તલવાર લંબાવી. જોગીદાસે તેનો હાથ ઝાલી કહ્યું.

" અત્યારે બહાદુરી બતાવવાનો વખત નથી. મહારાજ આપણા પિતાને ઠેકાણે છે. તેની નજર સ્હામે આપણાથી કાંઈ આડું અવળું કરી શકાય નહિં."

જોગીદાસની સમજાવટથી ભાણે તલવાર મ્યાન કરી. એજ ઘડીએ બેય ભાઈઓ ખૂમ્માણો સાથે કુંડલામાંથી નિકળી ગયા. જતાં જતાં જોગીદાસ મહારાજને રામરામ કરતો ગયો. મહારાજા તેઓના જવા પછી ભાવનગર પધાર્યા.

જોગીદાસ પ્રજાને ભારે ત્રાસ દેવા લાગ્યો. ભાવનગરની ફોજ તેને પકડવા રાતદિવસ પ્રયાસ કરતી પરન્તુ તે પકડાયો નહિં. કોઈ ચારણકવિએ કહેલ છે કે—

" કુંકે ટોપા ફેરવછ, વાદી છંડવછ વાદ; "
" પણ નાવે કંડીએ નાગ, ઝાજડ જોગીદાસીયો."

× × ૩ × ×

દિવસાનૂદિવસ જોગીદાસનો ત્રાસ વધતો ગયો. તે સજ્જન છતાં વેરની ધૂનમાં દુરજન બની ગયો. દયાળુ મટી ક્રુર થયો. કુંડલા નીચેના ગામોની જમીન ખેડનાર કણબીઓના કઠોર પણે ખૂન કરવા લાગ્યો તેના ખૂનોને ધીંહરા તરીકે ઓળખાવેલ છે. જે કોઈ કણબી સીમમાં દેખાય તેનું માથું કાપી હળની ધૂંસરીએ લટકાવે, ધડ હળની એલી સાથે ઉભું ઘસડાતું રહે તે રીતે બાંધીને બળદોને ગામની દીશામાં હાંકી મૂકે એનું નામ ધીંહરા. એની આવી અમાનૂષિક કરપીણતાથી કુંડલા તરફના ઘણાં ગામો ઉજ્જડ થઈ ગયા.

વિજયસિંહજી વિચારવા લાગ્યા "જોગીદાસના ત્રાસમાંથી પ્રજાને

મૂક્ત કરવાનો માત્ર એક જ માર્ગ છે તેના સ્ત્રી બાળકોને પકડી ભાવનગરમાં નજર કેદ રાખવા." તત્કાળ હુકમ છોડયો. "જોગીદાસના સ્ત્રી બાળકોને કેદ કરી ભાવનગર લઈ આવો." રાજ્યના કારભારીઓ તથા લશ્કરી અધિકારીઓ તે હુકમ સાંભળી હર્ષ પામ્યા. તેઓએ એવી કલ્પના કરી લીધી કે—'જોગીદાસની પત્ની તથા તેના પૂત્ર પૂત્રિ ભાવનગર પકડાઇ આવશે એટલે મહારાજા તેઓને કઠોર કારાવાસમાં રાખશે.'

પરન્તુ તેઓનું તે અનૂમાન અલ્પ સમયમાંજ અસત્ય નિવડયું. મહારાજાની આજ્ઞા મૂજબ જોગીદાસના પત્નિ ને તેના બે સંતાનો સહિત કુંડલેથી ભાવનગર લાવવામાં આવ્યા. તેઓને લઈ આવનાર અમલદારે પૂછયું.

"આ ત્રણેને જેલખાને લઈ જવાના છે?"

"શા માટે? જોગીદાસના બાળકો તે મારા બાળકો. તે સઘળાં મારી સાથે રાજમહેલમાં શોભે જેલમાં નહિં."

જોગીદાસની કાઠીઆણીની આંખ્યોમાં વિજયસિંહજીના એવા વાકયો સાંભળી આભારના આંસુઓ ભરાઈ આવ્યા. એની આંતરડી પોકારી ઉઠી. 'ધન્ય છે ભાવેણાના ધણી! જોગમાયા તમારી ચડતી કળા રાખે.'

વિજયસિંહજીની આ ઉદારતાએ કવિઓના મનો મૂગ્ધ બનાવી દીધા. એક કવિએ ઉપરોક્ત પ્રસંગને અનૂલક્ષી ને કહ્યું છે.

"માવતર મદઈપણું કરે, ફરે બહારવટે જે;"
"એના છોરૂને ચણ્ય દે, વેંઢારછ વજપાળ દે."

× × ૪ × ×

"ભાવનગર ભાંગવા આવું છું" ગીરના જંગલમાંથી એક દિવસ બહારવટીઆ જોગીદાસખૂમ્માણે ભાવનગર જાસો મોકલ્યો.

સાંભળીને મહારાજા વિજયસિંહજીએ હથીયાર બાંધ્યા. આર ઓની ફાજનો જમાદાર મહારાજને હાથ જોડી વિનવવા લાગ્યો."

"અન્નદાતા ! જોગીદાસ એક લુંટારા ગણાય એની સામે અઢારસો પાદરનો ધણી જાય તે કાંઇ વ્યાજબી ગણાય? અમોને હુકમ આપો તેઓને અટકાવવા જઇ એ."

"નહિં જમાદાર. આ વખતે મારે પોતાનેજ જોગીદાસને ભાવનગરમાં આવતા અટકાવવા જવું છે. એની બહાદુરીના વખાણ અનેકવાર સાંભળ્યા છે આ વખતે એની સાથે હાથો હાથની લડાઈમાં ઉતરી ખાત્રી કરૂં કે, તે કેટલો શક્તિશાળી, કેટલો બળવાન, કેટલો હિમ્મતવાન છે ?"

મહારાજનો આવો નિરધાર જાણી જમાદાર આશ્ચર્ય ભાવે શૌર્ય શાળી ગોહિલ રાજા સામે તાકી રહ્યો. એના અંતરમાં વિચાર ઉદભવ્યો. આજના શાન્ત યુગમાં જ્યારે સૌરાષ્ટ્રના સઘળા શુરવીર ઠાકારો તલવારોને મ્યાનોમાં ઘોર નિંદ્રાધીન કરી દઈ વૈભવ વિલાસો માણુવામા લીન થઈ ગયા છે, ત્યારે મારા શરતાજ તેના પરાક્રમી પિતા આતાભાઇની વીરવાટે પગલાં ભરવા તત્પર થયા છે. ખરેખર ! વિજયસિંહજીમાં જેટલા ઉદારતા, ક્ષમા ક્ષિલતા અને દયાના આદર્શો ઝળકી રહ્યાં છે તેટલાજ, નિડરતા, યુદ્ધ પ્રિયતા, અને વીરતાના લક્ષણો પણ ઝળકી રહ્યાં છે."

ઠાકોર વિજયસિંહજી શસ્ત્રો સજી એક હાથણી પર વિરાજમાન થયા. થોડા યુવાન ઘોડેસ્વારો ને સાથે લઇ ભાવનગર ભાંગવાની ઘેલછા ભરી જાહેરાત કરનાર બહારવટીઆ સ્હામે ચાલ્યા.

બહારવટીઆ જોગીદાસનો જાસોટજુઠો નહિં સાચો હતો. ગીરમાં તેણે એવા સમાચાર સાંભળ્યા કે. "ઠાકોર વિજ્યસિંહજી અત્યારે ભાવનગરમાં નથી, તિર્થાટન કરવા પધાર્યા છે." એ સમાચાર સાંભળીને સાહસીક બહારવટીઓ જબ્બર સાહસ ખેડવા તત્પર

થયો. તેણે તેના સઘળા સાથીદારોને સજ્જ કરી સંભળાવ્યું.

"દોસ્તો ! સાંભળવા પ્રમાણે મહારાજા વિજયસિંહજી હાલ ભાવનગરમાં નથી. ચાલો આપણે આ અવસરનો લાભ ઉઠાવી તળ ભાવનગર પહોંચી જબરી લુંટ કરી આવીએ."

કાઠીઓ ભાવનગર જેવા સમૃદ્ધિશાળી શહેરમાં લુંટ ચલાવવાની હોંશે જોગીદાસ સાથે ચાલી નિકળ્યા.

આગળ જોગીદાસ અને પાછળ તેના બહાદુર સાથીઓ, એમ છેક ઉમરાળા નજીક આવી પહોંચ્યા, ઉમરાળાથી આગળ વધતા ધારૂકા નામે આબાદ ગામડું આવ્યું. તેઓએ શુકન પકાવવા તે ગામ ભાંગ્યું, ગામના માલદારોના ઘરમાં લુંટ ચલાવી, "ઘણાંજ સારા શુકન થયા છે." એવી માન્યતાએ ઉત્સાહમાં આવી આગળ વધ્યા. બરાબર ભાવનગરની નજીક વરતેજ ગામના પાદરમાં આવી પહોંચ્યા. એટલામાં ઠાકોર વિજયસિંહજીના ડંકાનો ઘોર નાદ જોગીદાસના કાને અથડાયો.

બહારવટીયાઓ ચમકયો તેઓની નજરે ભાવનગરી સ્વારોના ઘોડા દેખાણા, જોતાંજ તેઓ ગભરાણા, જોગીદાસે દેખાતી ફોજ તરફ દ્રષ્ટી કરીતો હાથણીના હોદ્દા માથે રૂદ્રમૂર્તિ ધારણ કરી બિરાજેલ વીર વિજયસિંહજી દેખાણા.

"ભાગો...ભાગો...આતો ખુદ મહારાજ:" જોગીદાસના મૂખમાંથી ચીસ નિકળી પડી.

જોગીદાસે એની રોજડી ઘોડીને આડબીડ ઉપાડી, ભાવનગરનો માર્ગ મૂકી સીદસરની દીશા સાંધી. એના કાઠીઓએ એની પાછળ ઘોડા મારી મૂકયા.

મહારાજા ભાગતા કાઠીઓની પાછળ થયા. બહારવટીયાઓ વારની નજર ચૂકાવી પહાડી પ્રદેશમાં ઉતરી ગયા. ઠાકોર તેઓની પાછળને પાછળ રહ્યા. મધ્યાન કાળે ડુંગરી માર્ગ વટાવી ઘોરી માર્ગે

ચડયા. બહારવટીયાઓના વાવડ પૂછતા સમાચાર મળ્યા.

"બહારવટીઓ જોગીદાસ નાગધણીઆ ગામને લુંટી આગ લગાડીને ભંડારીઆ તરફ હજુ હમણાંજ ન્હાસી છુટયો છે."

મહારાજાના હૈયામાં ક્રોધાગ્નિ પ્રજળી ઉઠયો. તેણે ઘોર ગર્જના કરી. "ચાલો આગળ કુચ કરો, ગમે તે હિસાબે એ ચોરટાઓને પકડી પાડો."

હાથણી પુરપાટીએ પડી. તેની પાછળ ભાલાઓથી આભ માપતા અશ્વારોના પાણી પંથા અશ્વો પંથ કાપવા લાગ્યા. આંખનો એકજ પલકારો થાય એટલીવારમાં મહારાજાની હાથણી ભંડારીયા ગામના પાદરમાં જઈ ઉભી હતી.

"ખમ્મા! પેરંભના ધણીને ઘણી ખમ્મા;

"કડકે જમીનું પીઠ, વહે મંડળ થડકેવજા;"

"નાવ્યું છુટે નત્રીઠ, ધૂંઆકે પેરંભના ધણી."

ઘણી ખમ્મા ગંગા જળીયા ગોહિલને! આઈ ખોડીયાર તણી તને સહાય હો! મોતીયુવાળા.

એવા ગરવા ગાકયો ઉચ્ચારતો એક આદમી ભંડારીઆના પાદરમાં મહારાજાની હાથણી આગળ આવી ઉભો.

"કોણુ છો તમે?" મહારાજાએ મૂખ મરકાવી પૂછયું.

"ચારણુ છું, અન્નદાતા!" હાથ જોડીને ચારણે બીજો દુહો ઉપાડયો.

"થાળી મગ જેમ થળ હલે, દિલ્હી સતારો દેશ;"

"વખતાણી વજ માલરો, હાલે કટક હમેંશ."

"પણુ પિરમના નાથ! આવા ધગધગતા બપોરે આમણી કોર કયે કારણે પધારવુ થયું છે?"

" ગઢવા ! હું ભાવનગર ભાંગવાની હોડય બકનાર જોગા ખૂમ્માણુ પાછળ નિકળ્યો છું, એ કાઠી હમણાંજ નાગધણીંબા બાળી આ તરફ નાઠો છે, તમોને ખબર છેતે, અહિંથી કઈ દીશામાં ગયો ? "

" અરે, બાપ ! એતો મારો મહેમાન થયો છે. અત્યારે મારે ઘરે એના સાથીદારો સાથે છાશું પી રહ્યો છે.

" ચારણુ, રાજ્યના ચોરને તમે સંઘર્યો ? "

" સંઘરૂ નહિંતો બીજું શું કરૂં ? ભંડારીઆ ભાવનગરનું ગામ. એના પાદરમાંથી ભાવેણાના ધણીનો દુશ્મન ભૂખ્યો જાયતો અન્નદાતા ! આપની અપકીર્તિ થાય. "

" અપકીર્તિ ? " ખરેખર ! ભાવનગરના રાજવીઓએ દુશ્મનો સ્હામે પણ દયા અને ઉદારતાના જળ છાંટયા છે " જોગીદાસ ભલે છાસ પીવા રોકાણો ગઢવા ! " મહારાજ બોલ્યા. " તે તથા તેના કાઠીઓ જમીને ભંડારીઆ બહાર નિકળે એટલે અમને સમાચાર આપજો. "

ચારણે સાંભળ્યું હતું. મહારાજ વિજયસિંહજી શ્રીકૃષ્ણ પરમાત્માનો બીજો અવતાર છે, આજએ જગતાત સર્જનહારની જોડયમાં શોભતા રાજવીને નજરો નજર જોયા. એના મૂખમાંથી અનૂકમ્પા ભર્યા શબ્દો સાંભળ્યા. ચારણુ માથુ ઝુકાવી ચાલતો થયો.

એ ચારણે જોગીદાસ ખૂમ્માણને આગ્રહ કરીને જમવા રોકયો હતો. નાગધણીંબા લુંટી ન્હાસી છુટેલો જોગીદાસ જ્યારે દોડતે ઘોડે ભંડારીઆ વચ્ચેથી નીકળ્યો. ત્યારે તે દેવીપૂત્ર બજાર વચ્ચે જોગીદાસ આડે ફર્યો. જમવાનો આગૃહ કર્યો.

જોગીદાસે હાથ જોડી જણાવ્યું. " ગઢવા ! માફ કર, પાછળ ભાવનગરનો ધણી ખુદ હાથણી ઉપર આવે છે. "

" ભલે આવે, એ દેવતાઈ રાજા તમારા ભોજનમાં ભંગ નહિં

પડાવે. જો ભંડારીઆમાં તમને કે તમારા માણસોને કંઈ પણ આંચ આવે તો તેનો જોખમદાર હું."

ચારણના એવા આગ્રહથી જાગીદાસ તેનો અતિથી થયો. સઘળા કાઠીઓ તે ચારણના વિશાળ ફળીમાં જમવા બેઠા. એટલામાં ગામ બહાર નગારાનો ધ્વનિ થતો સંભળાયો. સાંભળીને જોગીદાસ ગભરાયો, એનો હાથ થાળી ઉપર થંભાયો.

"ગભરાશો નહિં આપા! હું મારા અન્નદાતાને તમારા સમાચાર સંભળાવી આવું." એમ કહી ચારણે પાદરમાં જઈ શું કર્યું? તે પ્રકાર આપણે વાંચી ગયા.

ચારણે મહારાજા પાસેથી ઘેર જઈ કાઠીઓને આગ્રહ કરી જમાડયા. જમી બેઘડી આરામ કરી જ્યારે કાઠીઓ ભંડારીઆ બહાર નિકળી પંથે પડયા ત્યારે ચારણે મહારાજાને સમાચાર આપ્યા, એટલે તેઓ તેની પાછળ થયા.

જાગીદાસ પહાડી માર્ગ કાપતો દિહોર ગામે નિકળ્યો. દિહોર ભાંગ્યું. પરવડીયા ગોહિલો સામે થયા. તેઓને ઠાર કરીને કાઠીઓ આગળ ઉપડયા. ટીમાણા ગામ માથે પડયા. તે ગામ લુંટતા હતા તેવામાં મહારાજા આંબી ગયા.

"ભાગો...ભાગો..." કરતા કાઠીઓ ભાગ્યા. તેઓના તિર વેગી અશ્વો પાછળ વીર વજમાલની હાથણી છાંકોટા દેતી ઉપડી. શેત્રુંજી સરીતાને કિનારે જ્યારે હાથણી પહોંચી ત્યારે મહારાજની દ્રષ્ટીએ બે કાઠી અશ્વારોજ દેખાણા. મહારાજાએ બેયને ઓળખ્યા. એક જોગીદાસ અને બીજો હતો તેનો ભત્રીજો એભલ ખુમ્માણ. બાકીના કાઠીઓ છુટા પડી ગયા હતા.

"માર...માર..." કરતો એક રાજપૂત અશ્વાર જોગીદાસ પાછળ થયો.

"ખબરદાર !" મહારાજે હાથણી પરથી પોકાર પાડયો." જોગીદાસ ઉપર ઘા કરતો નહિં."

"અન્નદાતા ! ભાવેણાનો ધણી દાવે ચડેલા શત્રુને જીવતો જવા દેવા ઇચ્છે છે ?"

"હા."

"આટલી બધી મહેનતે તેઓ સપડાયા છતાં ?"

"ભલે સપડાયા, છતાં મારો વિચાર જોગીદાસને મારવાનો નથી. તું એભલ ખૂમ્માણને ઉરાડી દે."

"જેવો હુકમ." કહી રાજપૂતે બન્દુક છોડી. એકજ ભડાકે એભલ ખૂમ્માણને ઘોડી ઉપરથી ઉડાડી દીધો. મહારાજા જોઇ રહયા. જોગીદાસ ભય પામી ભાગ્યા સિવાય પાછો ફર્યો, એભલ ખૂમ્માણની લાશ ઉઠાવી લીધી.

"જોગી ! ભય પામીશ નહિં. હું તને નહિં મારૂં." મહારાજે બહારવટીયાને આશ્વાસન આપ્યું.

"મહારાજ ! હવે મારી પાછળ હાથણી દોડાવશો નહિં. હવે ઝાડી આવી એટલે મને કોઈ પણ ઉપાયે સપડાવી શકશો નહિં." એમ બોલતા જોગીદાસે ઘોડી શેત્રુંજીની ભેખડ ઉપર ચડાવી.

"ગયો...ગયો..." વારમાં દેકારો થયો. મહારાજની હાથણી પાછી ફરી, ફોજ સાથે આવેલા એક ચારણે શેત્રુંજીને ઉભે કિનારે ન્હાસી જતી બહારવટીયાની ઘોડી જોઇ દુહો લલકાર્યો.

"બગડને કાંઠે કાઠી સગડ નવ દેખાય;"
"વીર વજમલની ધાકથી, જોગો ભાગ્યો જાય."

જોગીદાસની ઉજ્વલ કીર્તિને ઝાંખપ લગાડતો ઉપરોક્ત સોરઠો મહારાજાને ન રૂચ્યો. ચતૂર ચારણ મહારાજાની મૂખાકૃતિ ઉપરથી તેના અંતરનો ભાવ કળી ગયો. તેણે બીજો દુહો કહ્યો.

" હાદલની હાકે વજમલની હાથણી હાલી નહિં; "

" ખૂમ્માણ ગયો ખાંતે, શેતલને કાંઠે સરી."

\+ × ૫ × ×

" બહારવટીઓ જોગીદાસ.... "

ભાવનગરના દરબારગઢમાં સામટા મૂખોમાંથી ઉપરોક્ત અવાજ સંભળાયો.

મનુષ્ય ટોળામાં એકાએક સિંહ છુટી આવે ને જે ભય ભર્યો ગભરાટ ફેલાય જાય તેવો ગભરાટ ફેલાયો. એ સ્થળે અનેક રાજપૂત સરદારો હતા. તેઓના મિયાનોમાંથી તલવારો બહાર નિકળી.

" ક્યાં છે, જોગીદાસ ! ક્યાં છે ? ભાવનગરની પારેવા જેવી પ્રજાને ત્રાસ આપનારો એ કાઠી લુંટારો. ક્યાં છે, ગરીબ બિચારા કણબીઓના ધીંહરા કરનારો એ ક્રુર કાઠી ? "

" આ રહ્યો. " મહારાજા વિજયસિંહના બન્ધૂ બાપાજીરાજનો કૈલાસવાસ થતાં તેની લોકિકે આવેલા લીલીયા પ્રગણાના કણબીઓના ટોળામાંથી એક પડછંદ આદમી મૂછ માથે જમણો હાથ મૂકી આગળ વધ્યો.

" હેં ...એ..." હરેએકના મૂખમાંથી નિર્બળતા સૂચક નાદ સરી પડયો તલવારો હતી તેમની તેમ તોળાઇ રહી.

" આવો...મીયાન બહાર કાઢેલી તલવારો જેને જેને મારા રૂધીર વડે નવરાવવી હોય તે આવો. " પેલા આગળ વધેલા આદમીએ હિમ્મતથી કહ્યું.

રાજપૂત સરદારો સામટા હતા. તેઓ મારો મારો કરતા તલવારો તોળી જોગીદાસ તરફ ધાયા. લીલીયાના કણબીઓના ટોળામાં ભળી લોકિકે આવેલા બહારવટીઆ જોગીદાસને માથે તલવારોના તોરણ બંધાઇ ગયા.

"ખબરદાર! કોણ છે એ?" એવા અવાજ સાથે એ સ્થળે મહારાજા વિજયસિંહજીની પધરામણી થઈ.

"અન્નદાતા! શા માટે અટકાવો છો? જેની પાછળ આપ સેંકડો સૈનિકો દોડાવો છો. જેના માથા બદલ આપે મોટા મોટા ઇનામો જાહેર કર્યાં છે, એજ બહારવટીઆ જોગીદાસને તેનો કાળ તેને આપો આપ અહિં ઘસડી લાવેલ છે." સરદારોએ મહારાજાને કોઈ આનંદ જનક વધાઈ સંભળાવતા હોય તેવી ઢબે કહ્યું.

"બિલકુલ નહિં. જોગીદાસનો નાશ હું આવી બિચકારી રીતે ઇચ્છતો નથી. તે એક સાચો શુરવીર છે, તે મારો શત્રુ છે ખરો, કિન્તુ તેને હું મ્હારો બન્ધૂ સમજુ છું. હટો દુર હટો." એમ કહીને મહારાજાએ સઘળાઓને દુર ખસેડ્યા અને તેણે પ્રેમપૂર્વક જોગીદાસને બાહુમાં લીધો.

"મહારાજ! હું આપનો આભારી છું. બન્ધુ બાપુજીરાજ સ્વર્ગસ્થ થયાના સમાચાર સાંભળી હું આપને આશ્વાસન આપવા આવ્યો છું."

"ભલે આવ્યો જોગીદાસ, તું મારો મિત્ર છે મારા દુઃખમાં તું ભાગ નહિં લે તો બીજો કોણુ લેશે?"

જોગીદાસ વિજયસિંહજીના મૂખમાંથી આવા અદ્‌ભૂત વાકયો સાંભળીને શરમાઇ ગયો, શત્રુને માટે વિજયસિંહજીને મૂખે જે સ્નેહ તેમજ અનૂકમ્પા ભર્યા શબ્દો તેણે સાંભળ્યા તેવા, જગતભરના ઇતિહાસમાં કોઇએ કદાપી નહિં સાંભળ્યા હોય! મહારાજા તેનો હાથ પકડી જમવા લઈ ગયા, ભોજનથી નિવૃત થઇ બે ઘડી વિશ્રાન્તી લીધા પછી જોગીદાસે મહારાજા પાસે વિદાય માંગી.

"જોગીદાસ, નક્કામા શા સારૂ જંગલોમાં ભટકો છો? મારૂં માનતા હો તો, બહારવટું મુકી કોઈ સુન્દર ગામડામાં તમારા બાળકો સાથે સુખી જીન્દગી ગુજારો."

"અરે, મહારાજ! જો હું હથીયારો મૂકી આપને શરણે થાઉં તો તેમાં મારી નહિં આપની પોતાની જ કીર્તિ છે. જગતમાં શત્રુવટ અનેક પૂરૂષોએ ખેડી હશે, પરંન્તુ આપણા જેવી શત્રુવટ તો કોઇ વીરલા નરોજ ખેડી જાણશે."

"જોગી! શું તું નહિં જ સમજે?"

"સમજીસ."

"ક્યારે?"

"જ્યારે મારી તલવારના બળે હું આપની સામે દુશ્મનાઇ કરવામાં લાયક નીવડીશ ત્યારે; અત્યારે તો પ્રણામ!" એમ બોલી જોગીદાસ ચાલતો થયો. મહારાજા સપ્રેમ નજરે તેના પ્રત્યે નિહાળી રહ્યા.

× × ૬ × ×

"બાપુ! મને જોગીદાસકાકાનો દિકરો મારે છે."

એક દિવસ મહારાજા વિજયસિંહજી પાસે તેના કુમાર નારસિંહજીએ ફરીઆદ મુકી.

"કુંવર! જોગીદાસ કાકાનું ધરજ એવું પાણી વાળું છે. તેનો દિકરો જેમ તને મારે છે તેમ જોગી કાકો મને મારે છે."

શત્રુપૂત્ર માટે આવા શબ્દ પ્રયોગો કરનાર પૂરૂષના હૃદયમાં કેટલી દૈવી ભાવનાઓ ભરી હશે? તેની તુલના કોણ કરી શકે તેમ છે?"

જોગીદાસ બહારવટે છે ને તેના કુંવરી કમરીબાઈ યુવાન થયા. એટલે મહારાજાએ ડેડાણના કોટીલા ઠાકોરના કુંવરડા સાથે તેના લગ્ન લીધા. સાથે જોગીદાસના પૂત્રના પણ લગ્ન આદર્યા.

ભાવનગરમાં ધામધૂમથી લગન કર્યાં, કમરીબાઈને એક લાખ રૂપીઆનો કરીયાવાર કર્યો.

કહેવાય છે કે, ભાવનગરમાં મહારાજા વિજયસિંહજી જોગીદાસ

ખૂમ્માણુના પૂત્રનું ભારે ધામ ધૂમથી ફુલેકું ફેરવી રહ્યા હતા. જ્યારે ફુલેકું આંબાચોકમાં આવી પહોંચ્યુ ત્યારે મહારાજાને સમાચાર મળ્યા કે. 'જોગીદાસે આપણું એક ગામ ભાંગ્યું" મહારાજાએ મૂખ મરકાવી જણાવ્યું.

"ભાંગ્યા કરે એનો ધંધો છે."

\+ × ૭ × ×

જોગીદાસની રખાવટ મહારાજા વિજયસિંહજીથી ઉતરતી ન્હોતી. એક વખત તે નિંગાળા નજીકની ઝાડીમાં તેના માણસો સાથે પડયો હતો. તેવામાં એક બાતમીદારે આવી બાતમી આપી.

"જોગાબા, આજ ભારે કામ થઈ જાય તેમ છે."

"શું ?"

"ભાવનગરથી મહારાણી ન્હાનાબા તેના બન્ને કુમારો સહિત એક રથ તથા ચાર ઘોડે સ્વારો સાથે લઈ દડવા ગામે રાંદેલ માની માનતાએ આવ્યા છે. રઘો ચાવડો સામટા માણસો લઇ તેમને લુંટવા ગયો છે. ચાલો આપણે રઘાની ભેરે રહી રાણીને લુંટશું. ભારે સારો લાગ મળ્યો છે."

"ચૂપ." બહારવટીઆએ આવનાર સ્હામે નજર કરડી કરી. તે ઉઠયો તેના સાથીદારોને હુકમ કર્યો. "જલ્દી ચાલો."

જોગીદાસની આજ્ઞા થતાં તેના સઘળા સાથીદારો મારતે ઘોડે તેની પાછળ ઉપડયા. દડવા નજીકની ઝાડીમાં રઘો રાણીને લુંટવાની તૈયારીમાં હતો એટલામાં ત્યાં જઇ જોગીદાસે ધીંગાણું મચાવ્યુ. તેના મારથી રઘો તેના માણસો સહિત પલાયન કરી ગયો.

"ભાઈ, તમે કોણ છો ?" રાણીએ પોતાની મદદે આવનાર અજાણ્યા જોગીદાસને પૂછ્યું,

"માજી, હું જોગીદાસ. ભાવનગર રાજ્યનો બહારવટીઓ. ચાલો હું આપને ભાવનગર સુધી પહોંચાડવા આવું."

જોગીદાસ રાણીજીના રથ પાછળ ભાવનગરના સીમાડા સુધી ગયો. ભાવનગરના સીમાડામાં પહોંચ્યા પછી તેણે રાણીજીની રજા માંગી. ન્હાનાબાએ કહ્યું.

"ભાઈ, જોગીદાસ તમો મારી સાથે ભાવનગર ચાલો હું મહારાજાને સમજાવી તમારૂં સમાધાન કરાવી દઉં."

"અરે, માતાજી ! મારે તમારી ભલામણથી બ્હારવટું પાર નથી પાડવું. એવી લાલચે હું આપની વ્હારે ન્હોતો આવ્યો. મારો ધર્મ મને ખેંચી લાવ્યો હતો."

એટલું બોલી મહારાણીનો અત્યંત આગ્રહ છતાં તે તેના સાથીદારો સહિત પાછો ફરી ગયો.

ભાવનગર જઇ મહારાણીએ જ્યારે મહારાજાને ઉપરોક્ત વૃતાંત કહી સંભળાવ્યો ત્યારે જોગીદાસને માટે તેના મુખમાંથી ધન્યવાદના ઉદ્‌ગારો સરી પડ્યા.

× × ( × ×

આવો ભલો જોગીદાસ બ્હારવટામાં બહુ જ ભુંડો હતો. તણે અસંખ્ય કણબીઓની કાપણી ચલાવી હતી. અનેક ગાયો વાળી હતી. એક દિવસ તેને તેના આ બધા દુષ્કર્મો ઉપર તેણે પોતાના આખા જીવનને પાતકી ગણ્યું. કરેલા પાપો ધોઈ નાંખવા તે તલવાર ફગાવી હિમાલય જઈને હાડ ગાળી નાખવા તૈયાર થયો. ભાઈભત્રીજાઓને ભાવનગરના દેવ સમા મહારાજા સાથે સમાધાની કરી લેવાની ભલામણ કરીને હિમાલયની વાટે ચાલી નિકળ્યો.

આ વાત વિજયસિંહજીના જાણવામાં આવી તત્કાળ તેણે કેટલાએક અશ્વારો દોડાવ્યા. તેઓ જોગીદાસને સમજાવી ભાવનગર લઇ આવ્યા. મહારાજાએ જોગીદાસના કહેવા પ્રમાણે તેને તથા તેના ભાઈ ભત્રીજાઓને જાગીરો આપી. એ રીતે બહુ વર્ષે જોગદાસનું બ્હારવટું

પડ્યું. તેની ખુશાલીમાં બીજી પ્રભાતે મહારાજાએ ભાવનગરમાં ખાસ કચેરી ભરી.

× × ૯ × ×

આજ ભાવનગરની રાજ સભામાં નગરલોકના સાધારણ પુરૂષો નહિં. પણ અમર લોકના બે દેવો બિરાજ્યા છે. એક ભાવનગરના મહારાજા વિજયસિંહજી. અને બીજો જોગીદાસ ખુમ્માણ. બેય દેવતાઇ પૂરૂષો વચ્ચે ઉભા રહી એક ચારણે નીચેના દુહા સોરઠાઓ લલકારવા માંડયા.

" સવંત અઢાર પંચોતરે, ફળ હળીઆ ફરંગાણ; "
" ધરા સોરઠ જોગો ધણી, ખોભળ તળ ખુમ્માણ. "

( સવંત અઢારસેં પંચોતેર. જ્યારે સૌરાષ્ટ્રમાં બ્રિટિશ સરકારનો અમલ સ્થાપિત થતો આવતો હતો ત્યારે સોરઠના ધણી તરીકેનો દાવો કરી, હાથમાં બહારવટાની તલવાર ધરી જોગીદાસ તું ઝુઝવા ઉભો થયો. તારૂં બહારવટું અચળ હતું. )

" ધ્રૂવ ચળે મેરૂ ડગે, મહિદધ મેલે માણ; "
" જોગો કેમ જાતી કરે, ખત્રીવટ ખુમ્માણ. "

( ધ્રૂવ તેનું સ્થાન છોડી દે, સમૂદ્ર મરીયાદા મૂકે છતાં ક્ષત્રિયવટનો ગર્વ રાખનાર હે જોગીદાસ ! તું તારા વટને અચળ રાખવા બહારવટામાં ઉતરી પડ્યો, અને તેમાં તું સર્વ શ્રેષ્ઠ નિવડ્યો. )

કારણ કે—

" અંગ્રેજે મલક ઉંટાકીઓ, તોળી ત્રણ પર જાણ; "
" એમાં ભારે નિવડયા, એક જોગો બીજો ભાણ. "

( અંગ્રેજોએ વિરતામાં વખણાતા સોરઠી વીરોની વીરતાની તુલના કરી જોઈ તો, કાઠીઓની ત્રણે પરજ વાળા, ખાચર, ને ખુમ્માણમાં જેટલા જોદ્ધા હતા તેટલા બધામાંથી એક જોગીદાસ અને બીજો ભાણ એ બે વજનદાર નિકળ્યા. )

ખરેખર !

" જોગા જલમ ન થાત, ધણુ મૂલા હાદલ ઘરે: "
" તો કાઠી કીં કેં'વાત, સમવડીઆ સુબા તણાં. "
" દત સુરત ટેકો દઈ, તોળી ત્રણ પરજાણુ; "
" હાદલને હાથે રહી, ખત્રીવટ ખૂમ્માણ. "

( હે જોગીદાસ ! જો તારા જેવા વીરનો જન્મ હાદા ખૂમ્માણના ઘરે ન થયો હોત તો અત્યારે કાઠીયાવાડના રાજવીઓમાં કાઠીઓ જે સ્થાન પામી શકયા છે તે પામત નહિં. તેં ધરતીને માથે તારો ભાલો ટેકવી કાઠીઓની કીર્તિને ટકાવી રાખી. હે હાદાના સપૂત ! તું જ કાઠીઓના ક્ષત્રિયવટનો રક્ષક થયો. )

" મહારાજા વિજયસિંહજી આપ અહો ભાગી છો, કે આપને આવો દાનો દુશ્મન સાંપડ્યો.

" દબાણ થાવાથી ડસે, ઈ પરડોતરા પરમાણ; "
" જેને ડસતો દેવાણ, જીવે નહિં ઈ જોગડા. "
" જોગો જોડ કમાડ, માનો મિતલ પર ધણી; "
" કાઠી નહિં ઓનાડ, જબ્બર જોગીદાસીઓ. "

( સર્પમાં જે જાતી હિણ હોય છે તે જ તેના પર પગ મૂકનારને ડંસ દે છે. પરન્તુ અસલ દેવતાઈ નાગ ગમે તેટલું દબાણ થવા છતાં ડંસ દેતો નથી. અને જો ડંસ દે તો સામાનો પૂરૂષ પળવાર પણ જીવતો રહેતો નથી. હે મોત્તીયાળાના ધણી ! જોગીદાસ કોઈ સાધારણ કાઠી નથી. આપની જોડયમાં ઉભો રહેવાને લાયક છે.)

મહારાજ ! જોગીદાસની નીતિરીતિના વખાણ થઇ શકે એમ નથી.

" પરનારી પેખી નહિં, મીટે મણારા; "
"(નહિં તો) થયે ઝાંઝરના ઝણકારા, જડધર મોળા જોગડા."
" નાર ઠણકો થયે, જોગા ચિત્ત તારૂં ચળ્યું નહિં; "
" ઓલ્યો ભોળો ભિલડીએ, જડધર મોળો જોગડા. "

( તેં કદાપિ પરનારી પ્રત્યે કુદષ્ટિ કરી નથી. મહાદેવ જેવા ભિલડીના ઝાંઝરને નાદે મોહિ પડ્યા. પરન્તુ તારૂં વ્રત કદાપિ ચળ્યું નથી. )

એટલે જ તું વિજયસિંહજી જેવા વીર રાજવી સામે અડગ રહી શકયો.

" તન હાદલ વખતા તણાં, આથડીઆ સમખાસ; "
" વજો વડો નવરંગ શા, જોગો દરંગા દાસ. "

( ઔરંગઝેબ જેવા શક્તિશાળી રાજા સામે જેમ દુર્ગાદાસ અડગ રહ્યો હતો તેમ તું વિજયસિંહ સામે રહેવા પામ્યો.

હે મહારાજા !

" ડાબી ફણુ દાબી કરી, નાથ્યો ઝાઝર નાગ; "
" ઈ તારાં અહોભાગ્ય, વજમલ શા વખાણીએ. "

( જોગીદાસ જેવા સબળ શત્રૂને આપે વશ કરી લીધો. તે હે વિજયસિંહજી ! આપના મહદ્ ભાગ્ય છે. )

મહારાજા વિજયસિંહજી જોગીદાસની તારીફ સાંભળી પ્રસન્ન થયા. અને તે કવિને યોગ્ય શિરપાવ આપ્યો.

જોગીદાસ થોડા દિવસ ભાવનગરમાં અતિથી તરીકે રહી મહારાજાએ તેને જાગીરમાં આપેલ ગામ આંગરડીમાં જઈ રહ્યો. અને જીવ્યો ત્યાં સુધી કરેલા પાપો પ્રજાળવા પ્રભુ ભક્તિ કરતો રહ્યો.

× × ૧૦ × ×

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ મહારાજા વિજયસિંહજીના સમકાલિન હતા. વખતો વખત ભાવનગરની રાજસભામાં આવતા. તેણે એક કવિતા બનાવી છે. તેનું નામ " વિજય–ક્ષમા " એક પુસ્તક જેટલી એ કવિતા મોટી છે. અત્રે તેમાંથી નીચેની કડીઓ આપી છે.

" ગોહિલ કુળ ગંગા નદી, તેમાં વડો તરંગ;
" વખતસિંહ સૂત વાંકડો, રાવળ પામ્યો રંગ.
" બુધવારે દરબારમાં, સુન્દર સભા ભરાય;
" કવિતા બોલે કવિજનો, ગુણ નૃપના ગાય.
" ભાવનગરનો ભૂપતિ, વિજયસિંહ વડ વીર;
" નિર્મળ યશ પ્રસર્યો જગે, સાગર વત ગંભીર.

× × × ×

લીલી કુંજાર જેવી એક વાડી હતી. એ વાડી વાવનાર ખેડુતની જીવન આશા જાણે એમાં સજીવન થતી. આખી જીન્દગીની મહેનતનો બદલો વાળી આપે એવી આ ચોમાસામાં એ વાડીની મોલાત ખીલી હતી. આખી યે વાડીમાં કપાસના ઉંચા છોડ ઉભા હતા. એના ઉપર રૂપેરી પુષ્પ જેવા અનેક જીંડવાઓ ખિલ્યા હતા. એ વાડીનો માલીક અને એનું આખું કુટુમ્બ આખો દિવસ વાડીની સંભાળ રાખવા ઉભે પગે રહેતા.

એક પ્રભાતે એ વાડીમાં એક વૃદ્ધ ડોસી ઉભી ઉભી વાડીનું રખોપું કરતી હતી. એકે પંખીને વાડી સોંસરવું નિકળવા દેતી ન્હોતી. એવે એક પશુએ દુરથી દોડતા આવી વાડીમાં પ્રવેશ કર્યો. તેની પાછળ એક ઘોડેસ્વાર તેના ઘોડાને પુરવેગે વાડીમાં ઝીંક્યો. પશુ જાણે કયાંયે અલોપ થઈ ગયો. અશ્વાર અશ્વને ધીમો પાડી વાડીની મહોલાતમાં કશું નુકશાન થયું છે કે નહિં ? તે નિહાળે છે. એટલામાં પેલી વૃદ્ધબાઈ બૂમો પાડતી તેની પાસે આવી પહોંચી.

" જો તો નથી, આ મહોલાત બગાડી નાખી ? "

" કાંઈ નુકશાન થયું નથી. " અશ્વારે જણાવ્યું.

" તારે કીધે ? આ કપાસના જીંડવા ખરી ન જાય ? આ રીતે પારકા મોલમાં ઘોડા હાંકો છો ? પણ જો અમારા ધણીને ખબર પડશે તો જીવતા નખ કાઢી નાખશે. "

" તારો ધણી કોણ ? "

તું નહિં ઓળખતો હો કેમ? અઢારસે પાદરનો ધણી. વજો મહારાજ!"

સાંભળીને અશ્વારે મોઢું મરકાવ્યું. તેણે હસતા હસતા પૂછયું: "ડોસીમા: કોઈ વખત નજરે જોયેલ છે, કે નામજ આવડયું છે?"

"ભલે નામજ આવડતું હોય. પણ ઈ, નામનો પ્રભાવ હજી તેં નથી જાણ્યો ત્યાં સુધી ઠીક છે. જો તું રાજનો નોકર હો, પણ અમે ખેડુ મહારાજા પાસે જઈ આ ફરીઆદ કરીએ તો તારે માથે જોયા જેવી થાય."

"એમ?" અશ્વારે આશ્ચર્ય બતાવ્યું. એટલામાં દુરથી કેટલા એક અશ્વારો દોડતા આવ્યા તેઓએ ઉભેલા અશ્વારને માથું નમાવ્યું. એક અશ્વારે પૂછયું.

"શું છે આ ડોશીને?"

"મેં એના વણમાં ઘોડો હાંકયો તેની ફરીઆદ તે મહારાજાને કરવા જવાની છે.

"ડોસી!" પેલાએ હસી પડતાં કહ્યું. "જો ફરીઆદ કરવી હોય તો કરી લે. ભાવનગરનો આંટો મટી જાય. આ પોતે જ મહારાજા વિજયસિંહજી છે."

બિચારી ડોશી સાંભળતા સાથે થીજી ગઈ. મહારાજાએ તેને જણાવ્યું. "બાઇ; કાંઇ વિમાસણ કરશોમા. હું તમારા બોલવાથી બહુ જ ખુશી થયો છું." એમ કહી તેણે કેટલા એક રૂપીઆ ડોસીને આપ્યા.

મહારાજાની ક્ષમા શિલતાની આવી કેટલી એક વાતો છે. મહારાજા વિજયસિંહજી જેટલી ક્ષમા શિલતા બીજા કોઈ રાજાના જીવન ચરિત્રમાં જણાતી નથી.

એવા દેવ જેવા મહારાજા વિજયસિંહજીએ જીવનના છેલ્લા ભાગમાં ઘણી તિર્થયાત્રાઓ કરી હતી. એ મહાન મહિપત્તિએ ઇ. સ. ૧૮૫૨ માં કૈલાસ વાસ કર્યો.

# " ઉપસંહાર "

મહારાજા વિજયસિંહજીને ત્રણ કુમારો હતા. ભાવસિંહજી ઉર્ફે દાદાકુમાર, અખેરાજજી, અને નારસિંહજી. યુવરાજ ભાવસિંહજી ઉર્ફે દાદાકુમારે પિતાની હૈયાતીમાં આ ફાની દુનીઆનો ત્યાગ કરી સ્વર્ગ-વાસ કર્યો હતો. તેઓશ્રીને ચાર કુમારો હતા. અખેરાજજી ઉર્ફે દાજીરાજજી, જશવંતસિંહજી, દેવીસિંહજી, તથા રૂપસિંહજી.

મહારાજા વિજયસિંહજીએ પોતાના કુંવર[1] અખેરાજજીને લાખણકાના ત્રણ ગામો તથા [2]નારસિંહજીને ભિમદાડ તથા ઝીંઝાવદર વિગેરે ત્રણ ગામો તથા પોતાના પૌત્રોમાંથી જશવંતસિંહજીને ત્રણ ગામો [3]દેવીસિંહને રામધરી તથા બીજા બે મળી ત્રણ ગામો તથા [4]રૂપસિંહજીને વરલ, અગીયાળી, તથા થોરાળી વિગેરે ત્રણ ગામો

---

૧ અખેરાજજીના વંશજો હાલ લાખણકામાં છે. તેમાંથી શ્રી દાનસિંહજી ભાવનગર સ્ટેટ લાનસર્સના કમાન્ડીંગ હતા. હાલ તેઓશ્રીના કુમાર દિલાવરસિંહજી લાખણકા છે. લાખણકાવાળા ભાયાતોમાંથી બહાદુરસિંહજી તથા કિરિટસિંહજી ભાવનગર રાજ્યની સેવામાં જોડાયેલા હોઈ હાલમાં ભાવનગર રહે છે.

૨ નારસિંહજીના વંશજો ભિમડાદ તથા ઝીંઝાવદરમાં રહે છે.

૩ દેવીસિંહજીના કુમાર જેઠીભાઈ અને તેના પછી તેના કુમાર રામસિંહજી થયા. હાલ રામસિંહજીના કુમાર પ્રતાપસિંહજી છે. તેઓ પોતાની જાગીર ભોગવે છે.

૪ રૂપસિંહજીના કુમાર હરિસિંહજી થયા. તેઓશ્રી વિદ્વાન હતા. વિદ્વાનો તથા કવિઓને સારો આશ્રય આપતા. તેના બે કુમારો સુરધરસિંહજી અને અજીતસિંહજી. સુરધરસિંહજીનો સ્વર્ગવાસ થયો છે. તેના કુમાર ગંભીરસિંહજી વરલ રહે છે. અને રાઓલ શ્રી અજીતસિંહજી હાલમાં પોતાના અગીયાળી ગામમાં રહે છે. તેઓ પણ પોતાના પિતાશ્રી પેઠે લેખક, કવિઓને યોગ્ય ઉત્તેજન આપે છે.

એ પ્રમાણે જાગીરો આપી દીધી હતી. મહારાજા વિજયસિંહજીના સ્વર્ગવાસ પછી યુવરાજ ભાવસિંહજીના યુવરાજ અખેરાજજી ભાવનગર રાજ્યના સ્વામિ થયા.

મહારાજા દાજીરાજજીનો ઇ. સ. ૧૮૫૨ના ચૈત્રમાસમાં રાજ્યાભિષેક થયો હતો. તે ચંચળ, રૂપાળા, તથા તીખા સ્વભાવના હતા. તેઓ સ્વતંત્ર વિચાર કરીને રાજ્ય સુદૃઢ બનાવવાની ભાવનાઓ રાખતા. તેઓને પ્રાચિન સ્થાનો સાંચવી રાખવા ઉપર સારો પ્રેમ હતો. તેથી તેઓએ ભાવનગર અને શિહોરના ગઢો સુધરાવવા ઉપર પ્રથમ લક્ષ આપ્યું. રૂવાપરીનો દરવાજો નવેસરથી ચણાવ્યો. શિહોરમા સુરકાનો નવો દરવાજો બંધાવ્યો, તથા નવી સડકો કરી રસ્તા સુધરાવ્યા.

આ વખતે બ્રિટિશ સરકારે પોતાના રાજ્યમાં બાળકોને વિદ્યાઅભ્યાસ કરાવવા માટે નવીન પદ્ધતિની નિશાળો ઉઘાડવા માંડી હતી. તેવી એક નિશાળ ઇ. સ. ૧૮૫૨માં ભાવનગરમાં ઉઘાડી. તે તાલુકા મૂખ્ય શાળા છે. રાજ્યની ઉન્નતિ કરવાના મનોરથ સેવનાર એ મહારાજા માત્ર બેજ વર્ષ રાજ્યસુખ ભોગવી ઇ. સ. ૧૮૫૪માં સ્વર્ગ વાસી થયા.

તેઓ પાછળ ગાદી વારસ કુમાર નહિં હોવાથી તેઓશ્રીના બીજા બન્ધુ જસવતસિંહજી ઇ. સ. ૧૮૫૪માં ભાવનગરના રાજ્યાસને વિરાજમાન થયા. જસવતસિંહજી સુધીના ગોહિલ રાજાઓ પોતાના રાજ્યમાં મહારાજા, ઠાકોર, કિંવા દરબારશ્રીની પદવી પામતા, પરન્તુ બ્રિટિશ, ગાયકવાડ, વિગેરે સરકારોમાં ઠાકોરશ્રી તરિકે ઓળખાતા હતા. મહારાજા જસવતસિંહજી તખ્ત નશીન થયા તે પછીના ત્રીજા વર્ષે ઇ. સ. ૧૮૫૭મા હિન્દભરમાં બળવો ફાટી નિકળ્યો. તે બળવો દાબી દેવાના કાર્યમાં મહારાજા જસવંતસિંહજીએ બ્રિટિશ સરકારને પુરતી મદદ આપી. મૈત્રીભાવે સરકારનુ કેટલુંએક લશ્કર ગોઘા અંદરે ઉતર્યું હતું તે અમદાવાદના રસ્તાઓથી અજાણ્યું હોઈ તેમજ ચોમા-

સાની રૂતૂ અને માર્ગમાં પુષ્કળ નદીઓ આવતી હોવાથી તેઓને પોતાના માણુસોની મદદથી અમદાવાદ પહોંચાડયા. આ વાત સરકારમાં જાહેર થતાં ઉપરનો બળવો સમ્યા પછી બ્રિટિશ સરકારે તેઓને કાઠીયાવાડમાં સૌથી પહેલ વહેલો કે. સી. એસ. આઈ. નો ચાંદ અર્પણ કર્યો. અને તે સમયથી જસવતસિંહજી મહારાજા પદવીથી ઓળખાવા લાગ્યા. મહારાજા વિજયસિંહજીના વખતથી ભાવનગર રાજ્યના દિવાન તરિકે ગૌરીશંકર ઉદયશંકર ઓઝા નિમાયા હતા.

આ મહારાજાના સમયમાં પણ તેજ દિવાન હતા. ગગા ઓઝાના ટુંકા નામે ઓળખાતા એ ભાગ્યશાળી નાગર જેટલી લાંબી દિવાનગીરી કોઈ અન્ય રાજ્યમાં અન્ય કોઈ પૂરૂષે ભાગ્યેજ ભોગવી હશે.

મહારાજા જસવંતસિંહજીએ પોતાના દિવાન ગગાભાઇને તુરખા તથા સંતોષરાય સેવકરામ દેસાઇને કુંભણુ એ મૂજબ એકેક ગામ બક્ષિસ આપવાની કૃપા દર્શાવી હતી.

આ મહારાજાના સમયમાં ભાવનગરની જાહોજલાલી થવા લાગી. ગોઘાથી ઘણા નાગરો તથા અન્ય સંસ્કારી કુટુમ્બો ભાવનગર આવી વસ્યા.

મહારાજા બહુજ ધર્મિષ્ટ હતા. સને ૧૮૬૮માં કાશી યાત્રા કરવા પધાર્યા, કાશીક્ષેત્રમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી એક મહાદેવની સ્થાપના કરી તથા અન્નક્ષેત્ર બંધાવ્યું. ત્યાંથી ગોકુલ, મથુરા, વૃંદાવન અને ગયાજી ઈત્યાદિ પવિત્ર તિર્થ ક્ષેત્રોની યાત્રા કરી આવ્યા હતા. ધર્મ ઉપર બહુજ શ્રુદ્ધા હોવાથી પોતે નિત્ય દેવસેવા કરીને જમતા. પૂષ્કળ બ્રાહ્મણો જમાડતા સદાવ્રતો દેતા અને વર્ષાસનો આપી અગ્નિ હોમ કરાવતા. આ મહારાજાએ ભાવનગરમાં કન્યાશાળાની સ્થાપના કરી તે કન્યાશાળામાં પ્રથમ પોતાના કુંવરીને હાથીપર બેસારી સવારીના ઠાઠે ભણુવા બેસાર્યાં. તેથી પ્રજાની કન્યાઓ પણ ભણુવા

જવા લાગી. તે સિવાય નિશાળો, જસવંતસિંહજી દવાખાનુ, ન્યાય કોર્ટ, યશોનાથનું શિવાલય, દરબારી છાપખાનુ વિગેરેની સ્થાપના કરી. આ મહારાજાના વખતમાંજ ઈ. સ. ૧૮૬૭થી દરબારી ગેઝેટ છપાવા લાગ્યું. મહારાજાશ્રી કવિઓને યોગ્ય આશ્રય આપતા સારા સારા કવિઓના મૂખેથી પોતાના શૌર્યવીર તથા દાનવીર પૂર્વજોની વાર્તાઓ સાંભળવાનો તેઓને અતિશય શોખ હતો. મારવાડમાં ખેરગઢની ગાદીએ થઈ ગએલ ગેમલજી ગોહિલ એક ભૂખ્યા ચારણના મૂખમાં આંગળી મૂકે છે, ચારણના મૂખમાં મીઠી દુધની શેડ છુટે છે તે આશ્ચર્ય કારક ઘટના તેઓ વારંમવાર સાંભળતા વળી નીચેની વાતોનુ પણ તેઓ વારંમવાર શ્રવણ કરતા. કવિ કહેતો.

"મહારાજા! આપના વડવાઓમાં લાજી નામે ગોહિલ રાજા થઈ ગયા. આ મહારાજા મારવાડમાં ખેરગઢને તખ્તે હતા. તેઓના લગ્ન અત્યારે ભાવનગરથી અઠ્યાવીશ માઈલ દુર તળાજા નજીક દરિઆ કિનારે માંડવા નામે ગામ છે, તે પૂર્વે માંડવગઢ નામે ઓળખાતુ હતું. ત્યાંના કોઈ રાઠોડ રાજાની કુંવરી સાથે થયા હતા. પાટણનો પ્રખ્યાત રાજા સિદ્ધરાજ પણ એજ રાજાની રાજકુંવરી સાથે પરણેલો એક વખત લાજી ગોહિલ સિદ્ધરાજ જયસિંહના પરોણા થયા હતા. તેની સાથેજ પાટણથી સોરઠને પ્રવાસે નિકળ્યા. ફરતા ફરતા તેઓ માંડવગઢ આવ્યા. સિદ્ધરાજ સહિત તેઓ માંડવગઢના મહેમાન થયા. સિદ્ધરાજે લાજી ગોહિલની દાનવીરતાના અહિં ભારે વખાણ સાંભળ્યા. ગમે તેમ તોય આખી ગુજરાતનો ધણી! રાજાધિરાજ! એના સાંભળતા ભાટ ચારણો ગોહિલ ઠાકોરને બિરદાવે તે સાંભળી તે ઈર્ષાથી બળી ઉઠયો. એણે ગોહિલ ઠાકોરની કીર્તિ ઝાંખી પાડવા માટે એક દિવસ શું કર્યું?

માંડવા ગામની નિકટમાં સાગર ઘૂઘવે છે. પોતાને આરે ટકી રહેવાની હિમ્મત રાખનાર માંડવા ગામને જાણે તોડી

પાડવા મથતો હોય તેમ જોરજોરથી મોજા રૂપી થપાટો ઝીંકે છે. એ વખતનો દેખાવ જેટલો ભયંકર એટલોજ રળીયામણો લાગે છે. માંડવાને ચોરે એક પ્રભાતે સિદ્ધરાજ જયસિંહ, લાજી ગોહિલ તથા અન્ય ઠાકોરો, અને સરદારો બેઠા છે. સૂર્ય ચંદ્ર અને અગ્નિવંશને શોભવનારા પુરાણ કાળમાં થઈ ગએલા રામ–કૃષ્ણ, ભિષ્મ, ભિમ, યુધીષ્ઠીર, અર્જુન, શિબી, શૈલ્ય, હરિશ્ચંદ્ર, નળ, અંબરિષ, યદુ, અને રઘુ, ઇત્યાદીના નામો દિપાવનારા રાજવંશીઓ બેઠા છે. તેઓની વચ્ચે અગાઉથી કરી રાખેલા ગુપ્ત સંકેત પ્રમાણે સિદ્ધરાજના એક ચારણ કવિએ વાત ઉપાડી.

"આપણામાં એવો કોઈ બહાદુર પૂરૂષ હશે જે આ સાગરના મોજાઓ સામે ટક્કર ઝીલી શકે? ખળહળતી ફોજ સામે અત્યાર સુધીમાં ઘણાં શુરવીરોએ ઘોડા હાંકયા છે. પણ ખળખળતા સાગર-સામે કોઈએ હજુ લગી ઘોડુ હાંકવાની હિમ્મત કરી નથી."

"એવી હિમ્મત કોણ કરે?" સિદ્ધરાજે મરક મરક મોઢું મરકાવતાં પૂછ્યું. એના મૂખ ઉપર, એની આંખ્યોમાં નરી લુચ્ચાઈ તરવરી રહી હતી." જીવ બધાને બહુ વહાલો હોય છે કવિરાજ! ગમે તેવા શુરવીરને પણ મરવુ ગમતું નથી."

"વાત કરશો મા. સિદ્ધરાજ! સાચા ક્ષત્રિયવીરોને મન એતો માત્ર બાળકના ખેલ જેટલું છે, મુશ્કેલ હશે કાયરોને માટે શુરવીરોને માટે નહિં" લાજી ગોહિલે ગૌરવ પૂર્વક જણાવ્યું.

"ત્યારે તમેજ કહો. આ ઘૂઘવતા મહાસાગારમાં ઘોડો ઝીંક-વાની હિમ્મત કોણ બીડી શકે એમ છે?"

"હું." કહેતાં એ શુરા ગોહિલ સભામાંથી ઉઠયા. પોતાનો ઘોડો શણગારી મંગાવ્યો. એના ઉપર સ્વાર થઈ ચાલી નિકળ્યા. દરિઆના જળ આગળ પહોંચી "જયમુરલીધર!" કહી ઘોડાને સાગરમાં ઝીકયો, પ્રચંડ મોજાઓ સામે ટક્કર ઝીલતો અશ્વ આગળ

વધ્યો. એ દેખાવ જોઈ દાયરામાં બેઠેલા સઘળા રાજા રાણાને સરદારો મોઢામાં આંગળી નાખી તાજુબ થઈ ગયા. સીધ્ધરાજ બોલી ઉઠ્યો.

"રંગ છે ગોહિલ રંગ છે! શુરવીર ધન્ય છે! ખેરગઢના ધણી? તમે સાચા શુરવીર!"

પણ શુરા ગોહિલે હવે સંસારની માયા સંકેલી લીધી હતી. છળ, કપટ, દગો, અને સ્વાર્થથી ભરેલા આ લોક કરતાં એણે પરલોકને વધારે પ્યારો ગણ્યો. તેથી તેણે પોતાના અશ્વને પાછો નહિં વાળતા આગળને આગળ વધાર્યો. સાગર દેવતાએ એને પોતાના વિશાળ ઉદરમાં સમાવી દીધા.

ગોહિલ રાજાના પરાક્રમથી સિધ્ધરાજ શરમીંદો થઈ ગયો, છતાં કહેવા લાગ્યો. "જોયું, લાજીએ હઠ કરી તેથી સાગરમાં તણાઈ ગયો. તેની કાયાનો પત્તો રહ્યો નહિં."

એવામાં બીજે ત્રીજે દિવસે એક ચારણે માંડવાને ચોરે આવી પૂછ્યું. ક્યાં છે લા' ગોહિલ. મારૂ રાવત ક્યાં છે?"

"શું છે ગઢવા!" સિદ્ધરાજે પૂછ્યું.

"મારે એની આગળથી ઘોડો લેવો છે"

"પડો દરિઆમાં."

"એમ કેમ ભણો છો"

"ત્યારે બીજુ શું ભણીએ? લાજી દરિઆમાં ગયા છે. તમેય પડો એટલે ઘોડો આપશે."

"નહિ કેમ આપે? તમે વીર પૂરૂષની મશ્કરી કરો છો" ચારણ સિદ્ધરાજના મનનું કુડ કળી જઈને બોલ્યો. "તમારી દેખતાં લા' ગોહિલને હાથે ઘોડો લઉં તોજ રંગ કે'જો."

"ગઢવા! ગાંડાઈ છોડી દ્યો લાજીતો સ્વર્ગવાસી થઇ ગયા. હવે

ઘોડો આપવા પાછા થોડાજ આવવાના છે ?" બીજા માણસોએ ચારણને સમજાવવા માંડયો.

"કેમ નહિં આવે ? એમ કહીને તે હઠીલો ચારણ દરિઆકિનારે જઈ બેઠો. એક દિવસ, વિત્યો. બીજે દિવસે દરિઆમાંથી ગેબી અવાજ ઉઠયો."

"ચારણ ! હવે હઠ મૂકી ચાલ્યો જા. ભૂખ્યો તરસ્યો શા માટે બેઠો છે ?"

પણ ચારણ ઉઠયો નહિં બીજી પ્રતાતે અફીણની વેળા: થઇ. માંડવાને ચોરે સિદ્ધરાજ જયસિંહના માણસો કસુંબો ઘુંટતા બેઠા છે. એવે એ તમામની ભારે અજાયબી વચ્ચે દરિઆમાંથી એક અફી-ણની દાબડી ઉડી આવી ચારણના ખોળામાં પડી. ચારણ પોકારી ઉઠયો.

"રંગ છે ગોહિલ રાજા ! રંગ છે અન્નદાતા ! રંગ છે ખેર-ગઢના સરદારને !"

સિદ્ધરાજનો દાયરો સજ્જડપણે એ દેખાવ જોઇ રહ્યો. બીજી પ્રભાતે મનાગ્યો જુએ તેમ સાગરના અગાધ જળમાંથી એક ઘોડો નિકળ્યો. બધાં ચમકીને જુએ તો હાથમાં ભમ્મરીયું ભાલુ પકડીને ગોહિલલાજી પીઠ ઉપર બેઠા છે. તેણે ચારણ પાસે આવી અશ્વપરથી નીચે ઉતરી અશ્વ ચારણને આપતાં કહ્યું

"લ્યો ગઢવા ! આ ઘોડો."

"એમ નહિં બાપ ? ગંગા જળીઆ ગોહિલ દાન ભરદાયરા વચ્ચે દેવાય." એમ બોલતો ચારણ પાછો હટયો. એની પાછળ દિવ્ય કાન્તીશાળી લાજી ગોહિલનો દેવતાઈ દેહ ચાલ્યો. બરાબર માંડવાના ચોરાપર જઈ ચારણે સિદ્ધરાજ જયસિંહ અને એનો આખો દાયરો જુએ એમ અશ્વનુ દાન લીધું. ચારણને દાન આપીને લાજી ગોહિલ પાછા સાગરમાં જઈ સમાયા.

પોતાના કૃત્ય માટે સિદ્ધરાજ જયસિંહને પારાવાર વિમાસણ થઈ તેણે દરિઆ કિનારે લાજી ગોહિલના નામનું એક શિવાલય બંધાવ્યું. હાલ તે મંદિર તૂટેલી હાલતમાં આ વાર્તાની સાક્ષી પુરે છે. વાર્તા પુરી કરી કવિએ નીચેનો દુહો સંભળાવ્યો.

"માંડવગઢ ઝગડો મચ્યો, જુએ રાણાને રાય;
ચડયે ઘોડે મારૂ ગયા, લાજી દરિઆમાંય."

× + × ×

આવી રીતે કવિઓ એક દિવસ મહારથી મોખડાજીની તો બીજે દિવસે રણધીર રાણાજીની વાર્તા મહારાજાને સંભળાવે છે એક દી' લાઠીના હમીરજી ગોહિલની વાત નિકળતાં એક ચારણે કહ્યું

"બાપુ સેજકજીએ પોતાના કુંવર સારંગજીને અર્થિલા ચોવીશાનો ગિરાસ આપેલો. એ અર્થિલા હઠીસીંગ નામના કોઈ બહાદુર રાઠોડ રાજાએ બંધાવ્યું હતું. પાછળથી તે અર્થિલા નામે ઓળખાયું. હાલ પણ અર્થિલાના ટીંબામાં હઠીલાની વાવ્ય બહુ પ્રસિદ્ધ છે. સારંગજી પછી ચોથી પેઢીએ ભિમજી ગોહિલ થયા. તેના ત્રણ કુંવરો હતા. ત્રણે ભારે બહાદુર નિવડ્યા. સૌથી નાનેરા હમીરે સોમનાથની રક્ષા કરતાં માથુ કપાવ્યું હતું. તે પછી તેના બીજા બન્ધુ અરજણજીએ વાજા રાઠોડો સાથે લડતાં પોતાનુ માથુ કપાવ્યુ હતું.

અરજણજી એટલે બીજો સમદર એને ગઢાળીનો ગિરાસ મળેલો. શુરવીરતા તો એને રૂંવાડે રૂંવાડે ભરી હતી. એવા બહાદુર ગોહિલની એક વખત એક ચારણે ભારે મશ્કરી કરી. અરજણજીને ખસ થએલ આખે અંગે ભડકીયું લગાડી પાટલે બેઠેલ. એવામાં એક અજાણ્યા ચારણે આવી એને બહુ હલકા વેણ સંભળાવી દીધા. જ્યારે તે ચારણે એને ઓળખ્યા ત્યારે પગમાં પડી ક્ષમા માગી. અરજણજીએ મોઢું મરકાવી કહ્યું.

"ગઢવા અમારી મોટાઈ સમરાંગણમાં. અમારો ક્રોધ દુશ્મનો

સામે. તમે તો રજપૂતોના દેવ! તમારા બોલવા સામે અમારો ક્રોધ ન હોય.

એવા અરજણજી એક વખત જુનાગઢની રાજ્યસભામાં બેઠા હતા. તે વખતે એક વાજા ઠાકોર સાથે તલવારની વાતમાંથી વેર બંધાણું. જ્યારે તે જુનાગઢથી પાછા આવ્યા ત્યારે એક દિવસ વાજાઓએ ગઢાળી ઉપર છાપો માર્યો. અરજણજી એ વખતે એક મંદિરમાં શંકરની પુજા કરતા હતા. દુશ્મનોએ મંદિરમાં પ્રવેશ કર્યો. તેઓને જોવા છતાં તે શુરવીર ગોહિલે પુજા પડતી મૂકી નહિં. દુશ્મનોએ નજીક જઈ તલવારનો ઘા કર્યો. અરજણજીનું માથુ કપાઇને શિવના બાણ ઉપર જઇ પડયું. મુખમાંથી પુજાનો અધૂરો રહેલો શ્લોક સરી પડયો. અને ધડ પડખે પડેલી તલવાર ઉપાડી દુશ્મનોનો ધાણ કાઢી નાખ્યો. આજે ગઢાળી ગામમાં શુરવીર અરજણજીની દેરી મોજુદ છે.

અરજણજીના વડિલ બન્ધૂ દુદાજી જે અર્થિલાની ગાદીએ હતા તે, પોતાના બન્ધૂ હમીરજીનુ વેર વાળવા બાદશાહી સરહદોમાં ભારે તોફાન મચાવતા હતા. અમદાવાદના સુલતાન મહમુદ બેગડાએ રા' મંડળીકને તેના તોફાનો સમાવી દેવા લખ્યું રા' મંડળીકે દુદાજીને રંજાડ નહિં કરવા કહ્યું. પરંતુ તેણે માન્યુ નહિં તેથી ક્રોધે ભરાઈ મંડળીકે અર્થિલા ઉપર ચઢાઇ કરી. રા' મંડળીક અને દુદાજી વચ્ચે દ્વંદ યુદ્ધ ચાલ્યું મંડળીકને હાથે દુદાજીનુ માથુ કપાયું તે વખતે તેનુ ધડ હાથમાં તલવાર લઇને મંડળીકની સામે ધાયું તેના ઘણાં માણસોની કાપણી કરી નાખી. કોઇએ ગળીનો ત્રાગડો ફેંકયો ત્યારે જ તે ધડ પડયું.

દુદાજી ગોહિલના મૃત્યુ પછી મંડળીકની ફોજે અર્થિલાનો નાશ કરી નાંખ્યો. તે હજુ સુધી પાછું વસ્યુ નથી. તેમાં એક તળાવ છે. તે અસલ ગુણીકા તળાવને નામે ઓળખાતુ હતું. એની વચ્ચો વચ્ચ એક ટેકરા ઉપર અર્થિલાના રાજાઓને રહેવાનો રાજમહેલ હતો. હાલ તેની નિશાનીઓ નજરે પડે છે.

હઠીલાની ભૂમિ ઉજ્જડ અને ભયંકર ભાસે છે. રાતે તેમાં "મારો...મારો..." અને "કાપો...કાપો" ના પોકાર થાય છે. હઠીલાની વાવ્ય વિષે બહુ ભયજનક વાતો સંભળાય છે. કહેવાય છે કે રાતે તે વાવ્યમાં ઉતરનારની નજરે એકલી માણસોની ખોપરીઓજ તરતી દેખાય છે.

આવી આવી જુની વાતો સાંભળી મહારાજા અતિ આનંદ પામતા. અને કવિઓને યોગ્ય ઇનામો આપતા હતા.

એવા યશવંતા મહારાજા જસવંતસિંહજીએ ઇ. સ. ૧૮૭૦માં કૈલાસ વાસ કર્યો.

મહારાજા જસવંતસિંહજીને બે કુમારો હતા. તખ્તસિંહજી અને જુવાનસિંહજી.

તખ્તસિંહજી ઈ. સ. ૧૮૭૦માં તખ્તનશીન થયા. પરન્તુ માત્ર બાર તેર વરસની વયમાં હોવાને કારણે સરકાર તરફથી ઇ. એચ. પ્રસીવલ સાહેબ તથા તેમની મદદમાં રાજ્યના અનુભવી દિવાન ગૌરીશંકર ઓઝા નિમાયા. એ બન્ને મળી રાજ્ય કારોબાર ચલાવવા માંડયા.

મહારાજા તખ્તસિંહજીએ રાજકોટ રાજકુમાર કોલેજ જે અત્યારે શરૂ થઇ હતી તેમાં સારો અભ્યાસ કર્યો. અભ્યાસ પૂર્ણ થયા પછી મહારાજાએ હિન્દની મુસાફરી કરી સારો અનુભવ મેળવ્યો. ત્યાર બાદ ચાર મોટા રાજ્યની કુંવરીઓ સાથે મોટી ધામધૂમથી લગ્ન કર્યાં.

ગોંડલવાળાં બાજીરાજબા, વઢવાણવાળા નાનીબા, વાંકાનેરવાળા હરિબા, અને તળાજાવાળા બાજીરાજબા.

મહારાજ તખ્તસિંહજી ઉદાર અને દાનવીર હતા. તેઓ ગરીબોને ગુપ્તદાન આપતા. રાજ્યમાં ઠેકઠેકાણે અનાથાશ્રમો બંધાવ્યા હતા. આ મહારાજાના વખતમાં ઇ. સ. ૧૮૮૦ માં પહેલ વહેલી ભાવનગરથી વઢવાણ સુધી રેલ્વે શરૂ થઇ. તેથી ભાવનગરના વહેપાર

રોજગારમાં સારી અભિવૃદ્ધિ થવા પામી. મહારાજાના પ્રજાહિતના કાર્યોથી ખુશ થઇને સરકારે કે. સી. એસ. આઇ. નો માનવંતો ચાંદ આપ્યો. તે વખતના ભાષણમાં ગવર્નર સાહેબે કહ્યું કે, "અત્યારે હિન્દુસ્તાનમાં જે રાજાઓ પ્રજાનુ હિત કરવામાં પ્રખ્યાત થયા છે. તેવા રાજાઓમાં આપે પ્રથમ સ્થાન લીધું છે."

મહારાણી સરકારે મહારાજાને જી. સી. એસ. આઇ.નો માનવંતો ચાંદ આપી પોતાની પ્રસન્નતા દર્શાવી હતી. આ મહારાજાના સમયમાં એટલે ઇ. સ. ૧૮૭૭માં જ્યારે મહારાણીશ્રી વીકટોરીઆએ "કૈસરે હિન્દ" પદ ધારણ કર્યું ત્યારે મહારાજા દિલ્હી પધાર્યા હતા. તે વખતે હિન્દના ગવર્નર જનરલ લૉર્ડ લીટન સાહેબે ભાવનગરની રાજ્ય પદ્ધતિના ભારે વખાણ કરી અગીઆરને બદલે મહારાજાને પંદર તોપનું માન આપવાનું ઠરાવ્યું હતું. અને રાજ્ય ચિન્હવાળો સુન્દર વાવટો એનાયત કર્યો હતો. જે દરેક મોટી સ્વારી વખતે દ્રષ્ટી ગોચર થાય છે.

મહારાજા તખ્તસિંહજીએ તેમના બન્ધૂ જુવાનસિંહજીને ત્રણ ગામો જાગીરમાં આપ્યા હતા. જુવાનસિંહજીએ યુવાન વયમાંજ સ્વર્ગવાસ કીધો હતો. જેની સ્મૃતિમાં મહારાજાએ જુવાનસિંહજી દવાખાનું તથા જુવાનસિંહજી મંદિર, અને સંસ્કૃત પાઠશાળા બંધાવેલા છે. જે હાલ સારી સ્થિતિમાં જળવાઈ રહ્યા છે.

મહારાજા તખ્તસિંહજીની દાન વીરતાની તૂલના થઈ શકે તેમ નથી. તે ધર્મિષ્ટ મહારાજાના પ્રજા કલ્યાણના તથા લોકોપયોગી કાર્યો, તથા ધાર્મિક કાર્યોનું વર્ણન કરતાં એક મોટું પુસ્તક થાય તેમ છે. એ મહારાજાએ કથીવદરને સ્થળે વિકટર બંદર, ભાવનગરનુ બંદર, તખ્તસિંહજી હોસ્પીટલ, ધર્મશાળા, રાજકોટમાં આજી નદી ઉપરનો પુલ, તખ્તેશ્વર મહાદેવ, વિકટર સ્કેવર, વિગેરે બંધાવેલ છે. તેમજ અનેક મંદીરોને સોના–ચાંદીના કમાડો તથા અન્ય સામગ્રીઓ અર્પણ કરેલ

છે. તેઓએ પોતાના રાજ્ય અમલમાં એક કરોડ ઉપરાંત રકમ પરોપકારી કાર્યો પાછળ ખર્ચેલ છે.

આ ધર્મ ધૂરંધર મહારાજાએ ઈ. સ. ૧૮૯૬માં આ લોકનો ત્યાગ કર્યો.

મહારાજા તખ્તસિંહજીને ત્રણ કુમારો હતા. ગોંડલના ભાણેજ યુવરાજ શ્રી ભાવસિંહજી, વઢવાણના ભાણેજ[1] મંગળસિંહજી અને સૌથી નાના ભગવતસિંહજી હતા. તેઓ બાળક વયમાંજ સ્વર્ગવાસી થયા હતા.

મહારાજા ભાવસિંહજી ૧૮૯૬માં ભાવનગર રાજ્યના સ્વામિ થયા. તેઓશ્રીએ પોતાના બન્ધૂ મંગળસિંહજીને મઢડા. વિગેરે ત્રણ ગામો જાગીરમાં આપ્યા હતા. મહારાજા ભાવસિંહજીએ બહુજ રૂડી રીતે રાજ્ય કારોબાર ચલાવ્યો. તેઓશ્રીએ પ્રભાશંકર દલપતરામ. પટ્ટણી સાહેબને ઇ. સ. ૧૯૦૨માં ભાવનગર રાજ્યના દિવાન નિમ્યા આ મહારાજાના રાજ્યત્વ કાળમા સવંત ૧૯૫૬માં ભયંકર દુકાળ પડયો હતો. તે વખતે મહારાજાએ રાજ્યનો ખજાનો ખાલી કરી પોતાની પ્રજાની રક્ષા કરી હતી.

મહારાજાના પ્રથમ લગ્ન દેવગઢ બારૈયાના રાજકુમારી સાથે થયા હતા. તેઓ એક કુંવરીને જન્મ આપ્યા પછી સ્વર્ગવાસી થયા, એટલે બીજીવાર ખીરસરા લગ્ન થયા હતા. એ મહારાણી શ્રી નંદ કુંવરબાને બ્રિટિશ સરકાર તરફથી. સી. આઇ. નો માનવંતો ચાંદ મળ્યો હતો. એ મહારાણીએ ઇ. સ. ૧૯૧૨માં પાટવી કુમાર શ્રી કૃષ્ણ કુમારસિંહને જન્મ આપ્યો. ત્યાર બાદ શ્રી નિર્મળકુમારસિંહજી

૧ મંગળસિંહજીનો ઇ. સ. ૧૯૧૪માં સ્વર્ગવાસ થયો તે વખતે તેમના પૂત્ર વિજયસિંહજી કેળવણી અર્થે વિલાયત હતા હાલ ભાવ- નગરમાં રહી પોતાની જાગીર ભોગવે છે.

તથા ધર્મકુમારસિંહજી નામે બીજા બે કુમારો થયા.

મહારાજાએ પોતાના પ્રથમ રાણીથી થએલ કુમારીબા શ્રી. મનહર કુંવરબાના લગ્ન પન્નાના મહારાજાશ્રી. યાદવેન્દ્રસિંહજી બહાદુર સાથે ભારે ધામધૂમથી કર્યાં. મહારાજા ભાવસિંહજીના સમયમાં દક્ષિણ આફ્રીકાની લડાઈ જાગી હતી. તેમાં મહારાજાએ દોઢસો ઘોડેસ્વારોની મદદ આપી હતી. અને બીજી વખતે યુરોપખંડમાં મહાયુદ્ધ જાગ્યું એ વખતે ત્રણસો સૈનિકો સહિત જોરાવરસિંહજીને મોકલ્યા હતા.

આ સૈનિકોને રણવિદાય આપતી વખતે મહારાજાશ્રી ભાવ-સિંહજીએ મોતીબાગ રાજ્ય મહેલમાં એક પાર્ટી આપી હતી. રણવિદાય આપતી વેળાએ એક કાળી ચકલી મહારાજાના ચાબુક પર આવી બેઠી હતી. એ વખતે સઘળાઓને એવો ભાસ થયો કે —જે રીતે મહારાજા આતાભાઈ રણવિદાય લેતા ને દેવીશ્રી ખોડીયાર તેને ભાલે આવી બેસતા તે રીતે અત્યારે ગોહિલોની કુળદેવી ખોડી-યાર ગોહિલ રાજપૂતોને રણ વિદાય આપવા અત્રે પધાર્યાં છે, ને તે કલ્પના પાછળથી ખરેખર સત્ય પડી હતી. ભાવનગરનું સૈન્ય યુદ્ધ-ભૂમિમાં ઘણી જ સારી બહાદુરી બતાવી ક્ષેમકુશળ પાછું ફર્યું હતું.

આ પ્રજાપ્રેમી મહારાજાનો ઇ. સ. ૧૯૧૯ માં સ્વર્ગવાસ થયો. એ વખતે આખા રાજ્યમાં શોક ફેલાઈ રહ્યો હતો.

મહારાજા ભાવસિંહજીનો સ્વર્ગવાસ થયો ત્યારે યુવરાજશ્રી કૃષ્ણકુમારસિંહજી બાળવયમાં હોવાથી રાજપૂત રાજરીત પ્રમાણે તેઓશ્રીનો તા. ૧૯-૭-૧૯ ને રોજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો. પરન્તુ રાજ્ય કારોબાર કાઉન્સીલે સંભાળી લીધો. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સ. આઈ. ઇ. ના પ્રમુખપણા નીચે ઇ. સ. ૧૯૩૧ સુધી રાજ્ય કારોબાર ઘણી જ સરસ રીતે ચાલ્યો. એ દર-મ્યાન મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી તથા બન્ધૂ કુમારો વિલાયત જઈ રાજ્યોચિત્ત કેળવણી મેળવી પાછા પાટનગરમાં પધાર્યાં. ઇ. સ.

૧૯૩૧ માં કાઉન્સિલ પાસેથી મહારાજાશ્રીએ રાજ્ય કારોબાર સંભાળી લીધો. મહારાજાના લગ્ન ૧૯૩૧ માં ગોંડલના યુવરાજશ્રી ભોજરાજજીના કુંવરીશ્રી વિજયકુંવરબા સાથે ભારે ધામધૂમથી થયા છે. મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજીના રાજ્ય અમલને પ્રજા રામરાજ્યની ઉપમા આપે છે. મહારાજા પોતાના પિતામહ તખ્તસિંહજીની પેઠે ધર્મિષ્ટ તેમજ પ્રજા પ્રેમી છે. મહારાજાને અત્યારે બે કુમારો છે. યુવરાજશ્રી વીરભદ્રકુમારસિંહજી તથા શિવભદ્રકુમારસિંહજી. આ બન્ને કુમારોને પરમાત્મા સદા સુખી રાખે. હાલમાં મહારાજાના ન્યાય અમલમાં ભાવનગર રાજ્યની પ્રજા સમ્પૂર્ણ સુખ ભોગવી રહી છે. દિવાનશ્રી અનંતરાય પ્રભાશંકર પટ્ટણી પણ વિવેકી, વિદ્વાન અને ચાણકય બુદ્ધિ હોઇ દિવસાનુદિવસ રાજ્યની તથા પ્રજાની ઉન્નતિ વૃદ્ધિ પામતી જાય છે. મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી રાજ્ય પરિવાર તથા ભાવનગર રાજ્યની પરમકૃપાળુ પરમાત્મા દિન પ્રતિદીન ચડતી કરતા રહે એ શુભ વાંચ્છના સહ આ પુસ્તકની સમાપ્તિ કરીએ છીએ.

---

# આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ ઉત્તેજન આપનાર ગૃહસ્થોના મૂબારક નામો.

| પ્રત | | નામ |
|---|---|---|
| ૨ | શ્રી | નઝમૂદ્દિન હુસેનભાઈ. |
| ૨ | ,, | રાયસિંહજી એચરજી. લાઠીઆ (હોઈદડ) |
| ૧ | ,, | મે. ડો. સા. સીદી. ઉમ્મરભાઇ મુબારક. |
| ૧ | ,, | જયાશંકર ગૌરીશંકર |
| ૧ | ,, | ભિખુભાઇ રામજીભાઈ. |
| ૧ | ,, | કરમાઅલ્લી રહેમાનભાઈ. |
| ૧ | ,, | હિંગોળદાન શંકરદાન. |
| ૧ | ,, | દાદભા. દગુજી. |
| ૧ | ,, | ઉસમાન હાજી મહમદ |
| ૧ | ,, | જેસુભાઈ હમીરભાઈ. |
| ૧ | ,, | પરમાણંદદાસ ગોરધનદાસ. |
| ૧ | ,, | પ્રેમચંદભાઈ. |
| ૧ | ,, | શંકરદાન છગનભાઈ. |
| ૧ | ,, | કાનજીભાઈ લક્ષ્મણભાઈ. |
| ૧ | ,, | ગીરધરલાલ ચતુરદાસ. |
| ૧ | ,, | મધુભાઈ નાનુભાઈ. |
| ૧ | ,, | ભાઇશંકર કાશીરામ. |
| ૧ | ,, | સરવૈયા મનુભા સગ્રામજી. |
| ૧ | ,, | ભગવાન નાનજી |
| ૧ | ,, | રમણીકલાલ હરિલાલ. |
| ૧ | ,, | શિવલાલ ગિરધર. |

| પ્રત | | નામ |
|---|---|---|
| ૧ | શ્રી | વ્રજલાલ વનમાળી સોમાણી. |
| ૧ | ,, | અમૃતલાલ પિતામ્બર. |
| ૧ | ,, | બટુકરાય વી. ઓઝા. |
| ૧ | ,, | વામનરાય પી. ઉપાધ્યાય. |
| ૧ | ,, | ગોહિલ ભિખુભા. માધવસિંહ. |
| ૧ | ,, | નટવરસિંહ પ્રતાપસિંહ. |
| ૧ | ,, | અનંતરાય વિશ્વનાથ દવે. |
| ૧ | ,, | ધીરજલાલ એમ. વ્યાસ. |
| ૧ | ,, | કાસમઅલ્લી ગગુભાઈ. |
| ૧ | ,, | પરસોતદાસ. લાખાભાઈ. |
| ૧ | ,, | મુળજીભાઈ વાલાભાઈ. |
| ૧ | ,, | લક્ષ્મણભાઇ વાલાભાઈ. |
| ૧ | ,, | મીસ્ત્રી. ભગવાનભાઇ. જેરામભાઈ. |
| ૧ | " | પોપટલાલ. કેશવજી મીસ્ત્રી. |
| ૧ | શ્રી | દામોદરદાસ કાશીરામ. |
| ૧ | ,, | હરિલાલ હરજીવન. |
| ૧ | ,, | ગોહિલ ભીખુભા હમીરજી. |
| ૧ | ,, | વામનરાય કેશવજી, |
| ૧ | ,, | એસ. ડી. ચૌહાણ. |
| ૧ | ,, | પ્રાણલાલ દુલ્લભજી. |